પ્રકરણ:-૧.

## ભજનસૃષ્ટિના વિકાસ રૂપ ધાર્મિક સંપ્રદાયો અને પંથો.

### પ્રસ્તાવિક

વિશ્વનાં પારલૌકિક તત્ત્વો સંબંધી ચિંતન કરનારા આર્ષદ્રષ્ટા ઋષિમુનિઓથી ભારતના પ્રત્યેક ધર્મસંપ્રદાય ને પંથો સમૃધ્ધ થયા છે. લોકાભિમુખ થતા સંપ્રદાયો ભારતના સાંસ્કૃતિક વારસા જેવા છે. ભજનવાણી એ સાંસ્કૃતિક વારસાનું પ્રતિનિધિત્વ ધરાવે છે. આથી અનેક ધર્મસંપ્રદાયોમાં રહેલા તત્ત્વજ્ઞાનનું સુગેય માધ્યમ ભજનો છે. એ ભજનો જ ભિન્ન ભિન્ન સંપ્રદાયો ને પંથોને જીવતદાન દેનારાં ને તેને અત્યાર સુધી જીવંત રાખનારાં છે. આમ ભજનો ભારતીય તત્ત્વજ્ઞાનના રક્ષકો છે.

આ પ્રકરણમાં જ્ઞાન, કર્મ અને ભક્તિના સિધ્ધાંતો પર રચાયેલા ધર્મો, સંપ્રદાયો ને પંથોનો પરિચય આપ્યો છે. ભારતની ભજનવાણી આ ધાર્મિક-સંપ્રદાયોની ચિંતનાત્મક ધરતીમાંથી ફૂટી છે એટલે આ પ્રકરણ પ્રાંતિપ્રાંતની ભજનવાણી માટે અત્યંત આવશ્યક છે.

### અઘોરપંથ.

ઓઘડ પંથ તરીકે ભારતમાં કેટલાક આ પંથને ઓળખે છે. ક્યાંક સરભંગ તો ક્યાંક અવધૂત પંથથી પણ ઓળખાય છે.

આ મતના અલ્પસંખ્ય અનુયાયીઓ ભારતમાં અત્યારે છે. વડોદરામાં અઘોરેશ્વર નામનો મઠ હતો જેમાં અઘોર-સ્વામી રહેતા હતા તેવી માન્યતા છે. ગિરનારમાં શિવરાત્રીના ભવનાથના મેળામાં અઘોરી બાવાઓ રાત્રીના બાર વાગ્યે શંકરના દર્શન માટે ઊમટે છે.

સાધના માટે હઠયોગને આ પંથ પ્રાધાન્ય આપે છે. આ પ્રક્રિયા તંત્રસાહિત્ય પર અવલંબે છે. ગુરુને પરમપૂજ્ય માનીને તેની પૂજા

અઘોરપંથીઓ કરે છે. તેઓ યોગ-સમાધિમાં જીવન વ્યતીત કરે છે.

પેયમાં મદ્ય ને આહારમાં માંસનો તેઓ ઉપયોગ કરે છે. મલમૂત્રને સાધના માટે તેઓ ઉપયોગમાં લે છે. આવાં આચરણોને સાધનાનું એક અંગ માનવામાં આવે છે. શ્મશાનમાં મેલી સાધનામાં પણ તેઓ બાધ રાખતા નથી.

કાશીના આચાર્ય કિનારામ અઘોરપંથના સર્વપ્રસિધ્ધ આચાર્ય હતા. ચંપારણમાં ભિનકરામ, ભીખનરામ, ટેકમનરામ, સદાનંદબાબા, બાલખંડીબાબા વગેરે પ્રસિધ્ધ સંતો આ પંથમાં થયેલા." ભિનક દર્શનમાલામાં લગભગ ૨૦૦ પદ-ભજનોનો સંગ્રહ થયો છે, એવું જ ટેકમનરામ કૃત "ભજન રત્નમાલા" પુસ્તક છે.

અઘોરપંથીઓમાંના કેટલાક ગૃહસ્થ તરીકે પાછળથી પ્રસિધ્ધ થયા છે. એમની વેશભૂષા સમાન નથી; છતાંય થોડાં વસ્ત્રો ધારણ કરવાની વૃત્તિવાળા છે. માથા પર જટા, ગળામાં "પ્રસ્તર" અને સ્ફટિકની માળા કમર પર ઘૂઘરા લટકતા હોય ને હાથમાં ત્રિશૂલ ધારણ કરી ભારતમાં ટોળામાં ફરનાર અઘોરીબાવાઓ જાણીતા છે.

**અચિંત્યભેદાભેદવાદ : ચૈતન્યમત:**

નિમ્બાર્કના દ્વૈતાદ્વૈતવાદની જેમ ચૈતન્યનો મત પણ ઇશ્વર અને જીવનું, ઇશ્વર ને જગતનું, ભેદાભેદપણું પ્રકટ કરે છે. નિમ્બાર્કના ઇશ્વર શક્તિમાન છે એવા મંતવ્યથી આગળ જઇને ચૈતન્ય કહે છે કે જીવ ને ઇશ્વરનો સંબંધ તર્કથી અસંગત છે; કેમકે ઇશ્વરભૂત શક્તિ ને જીવ-જગતની શક્તિ એ બન્ને અચિંત્ય છે. આને ગૌડીય વૈષ્ણવમત પણ કહે છે. પરમાત્માની શક્તિને રાધા-કૃષ્ણ દ્વારા ભજવાની વૃત્તિ ચૈતન્યમાં છે. ચૈતન્ય શ્રીમદ્ભાગવતને જ બ્રહ્મસૂત્રનું ભાષ્ય ગણે છે. ચૈતન્યમતનો પ્રભાવ આધુનિક બંગાળી, મૈથિલી અને હિંદી સાહિત્ય પર છે.

હરિ પરમ સત્ય છે. પૂર્ણશ્રી, પૂર્ણ ઐશ્વર્ય, પૂર્ણ વીર્ય, પૂર્ણ યશ, પૂર્ણ જ્ઞાન તથા પૂર્ણ વૈરાગ્ય – આ છ ઐશ્વર્યોની એકતા હરિ જ છે. રાધા-કૃષ્ણ એ રીતે પૂર્ણ યુગલ છે, એ રીતે હરિનું પૂર્ણ ઐક્ય પ્રકટ થયું છે.

ભગવાનની અચિંત્યાકાર શક્તિઓમાં ત્રણ મુખ્ય છેઃ સ્વરૂપશક્તિ, તટસ્થશક્તિ અને માયાશક્તિ.

સ્વરૂપશક્તિમાં ત્રણ શક્તિ સમાયેલી છે. ૧. સંધિની જે દ્વારા ભગવાન સત્તા ધારણ કરે છે, બીજાને સત્તા આપે છે ને સમસ્ત બ્રહ્માંડમાં આધિપત્ય ધરાવે છે. ૨. સંવિતશક્તિમાં ભગવાન પોતાના સ્વરૂપને જાણે છે ને બીજાને એનું જ્ઞાન કરાવે છે. ૩. હ્લાદિની શક્તિથી–ભગવાન સ્વયં આનંદસ્વરૂપ પામે છે ને બીજાને આનંદ પ્રદાન કરે છે. હ્લાદિની શક્તિ એ જ રાધાજી છે એ મનાયું છે. તટસ્થશક્તિ અણુરૂપ જીવોની જનની છે. આ ત્રણ શક્તિથી પરાશક્તિ જન્મે છે.

ચૈતન્યના મતથી જગત સત્ છે, જે ભગવાનની માયા શક્તિનું પરિણામ છે. આમ ચૈતન્યમત પ્રમાણે બ્રહ્મ કે હરિ અવિકારી અને જગત સત્ય રહે છે. પરમાત્મા ને જીવનો સંબંધ એ એક બને તો જીવને મુક્તિ મળે. આ ભક્તિ દ્વારા જ શક્ય છે. ભક્તિ સંવિત્ તથા હ્લાદિની શક્તિનું મિશ્રણ છે. આ બંને શક્તિ ભગવાન સ્વરૂપ છે. એટલે ભક્તિ ભગવદ્રૂપિણી છે.

ભગવાનના બે સ્વરૂપ :૧: ઐશ્વર્યરૂપ :૨: માધુર્યરૂપ. ઐશ્વર્યરૂપમાં ભગવાન પરાત્પર છે. એ રૂપની સિધ્ધિ જ્ઞાનથી થાય છે. માધુર્યરૂપમાં ભગવાન નરદેહે અવતરે છે. એટલે માધુર્યરૂપમાં સખ્ય, વાત્સલ્ય, દાસ્ય, દાંમ્પત્ય વગેરે ભાવથી ભગવાનની ભક્તિ થઇ શકે. ચૈતન્ય માધુર્યરૂપથી ભગવાનની ભક્તિમાં માનતા માધુર્યરૂપ એ જ ભક્તિનું સાધન છે.

ભક્તિ બે પ્રકારની છે. ૧. વૈધી અને ૨. રાગાત્મિકા. વૈધી ભક્તિ શાસ્ત્રોક્ત કર્મકાંડની વિધિઓથી શક્ય છે; જ્યારે રાગાત્મિકા કશા માર્ગ અપનાવતી નથી. માત્ર ભગવાન પર અપાર શ્રદ્ધા જ રાગાત્મિકા ભક્તિ છે – ગોપીની ભક્તિ આવી છે. કૃષ્ણભક્તિ દ્વારા આનંદલાભને ચૈતન્ય પાંચમો પુરુષાર્થ કહે છે. ધર્મઅર્થકામમોક્ષથી પર આનંદ–પ્રાપ્તિ, એ પાંચમો પુરુષાર્થ છે. આમ ભક્તિરસની સર્વોપાંગ કલ્પના ચૈતન્યમતની વિશેષતા છે. ચૈતન્યમાં ભક્તિનો ભાવોદ્રેક પ્રેમોન્માદ રૂપે પળેપળે પ્રકટ થયા કર્યો છે. એટલે જ પ્રેમોન્માદ એ અલૌકિક રસ, દિવ્ય આનંદ કે ભક્તિરસ કહેવાય છે.

<u>અદ્વૈતવાદ</u> (અદ્વૈતવાદ)

સત્‌ની શોધ આ વાદનો હેતુ છે. સત્ એટલે તત્ત્વ કે પદાર્થ જેને ઇશ્વર ગણવામાં આવે છે. જે સત્‌ને એક માને છે તે એકાત્મવાદી, જે અનેક માને છે તે અનેકાત્મવાદી છે. અનેકાત્મવાદી દ્વૈતવાદી છે. અદ્વૈતવાદી આ બધાથી અલગ છે. તે સત્‌ને નથી એક માનતા કે નથી અનેક. તેઓ અગમ, અગોચર, અચિંત્ય, અલક્ષણ તથા અનિર્વચનીય માને છે. એ અદ્વૈતવાદીઓ છે. અદ્વૈત સત્ શું છે? આના ઉત્તર રૂપે અનેક તત્ત્વવાદો જન્મ્યા છે. ૧. શૂન્યવાદ ૨. વિજ્ઞાનવાદ ૩. શબ્દવાદ કે સ્ફોટવાદ ૪. શૈવવાદ ૫. આત્મવાદ, આત્મવાદ જે વેદાંતીઓ માને છે તે એક પ્રકારનો અદ્વૈતવાદ જ છે. અદ્વૈતવાદ તત્ત્વતઃ માયાવાદ કે વિવર્તવાદથી સમબદ્ધ કેટલાકને લાગે છે. આત્માના અદ્વૈતને સ્વીકારનાર શંકરાચાર્ય વગેરે સંતોએ અદ્વૈતવાદને કેવલાદ્વૈતવાદ તરીકે પુરસ્કૃત કર્યો છે.

અદ્વૈતવાદ "ઋગવેદ" માં મળે છે. "નાસદીયસૂક્ત" એનું સુંદર વર્ણન આપે છે. ઉપનિષદો[1] તો અદ્વૈતવાદનું ઘર છે. છાંદોગ્ય

૧. જુઓ: આ મહાનિબંધ ખંડ : ૫ જેમાં વિસ્તૃત ને સદષ્ટાંત ચર્ચા છે.

ઉપનિષદ તો "તત્ત્વમસિ"નું રટણ કરે છે. બૃહદારણ્યક ઉપનિષદ આત્માને "નેતિ નેતિ" કહે છે. આત્મલાભને જ મોક્ષ માને છે. માણ્ડુક્ય ઉપનિષદમાં આત્માજ બ્રહ્મ છે. એ સૂત્રને ઘોષિત કરવામાં આવ્યું છે. આવા ઉપનિષદોના સારને બ્રહ્મસૂત્રોમાં ગ્રથિત કરવામાં આવ્યો છે. આ સૂત્રકાલ ઇ.સ.પૂ. ૪૦૦ થી ઇ.સ. ૨૦૦ સુધીનો સમય છે. મહાભારતના શાંતિપર્વમાં ભગવદ્ગીતા એ ઉપનિષદોનું અચ્છું સંદોહન જ છે. "તત્ત્વમસિ"-ને મહાવાક્ય કહેવામાં આવે છે. શંકરાચાર્ય પોતાના પુરોગામીઓના કેટલાકને અદ્વૈતવાદી કહે છે. પણ એમની કૃતિઓ અનુપલબ્ધ છે.

શંકરાચાર્યના ગુરુ ગૌડપાદની માણ્ડૂક્યકારિકા આજે પણ ઉપલબ્ધ છે. એમાં અદ્વૈતવાદનું ન્યાયસંગત વર્ણન આજે પણ પ્રાપ્ત થાય છે. ગૌડપાદ બૌધ્ધ ધર્મની અદ્વૈતવિચારસરણિથી પ્રભાવિત હતા. આ ગૌડપાદની પહેલાના બૌધ્ધગ્રંથોમાં માયાવાદ કે વિવર્તવાદની સુંદર વ્યાખ્યાઓ કરવામાં આવી છે. આને સાંકળીને એમણે અદ્વૈતવેદાંતનું શુધ્ધ તર્કબધ્ધ શ્રેણીમાં નિરૂપણ કર્યું. શંકરાચાર્યે તો અદ્વૈતવાદનું માત્ર પ્રવર્તન જ કર્યું છે. શંકરે કારિકાઓ રૂપી સૂત્રો જ ન લખ્યા; પણ અદ્વૈત-વિરોધી વિચારકોનો શાસ્ત્રાર્થમાં પરાજય કર્યો, બદરિકાશ્રમ દ્વારકાપુરી, જગન્નાથ ને શૃંગેરીમાં એમ ભારતની ચાર દિશામાં મઠો સ્થાપ્યા. આમ શંકરાચાર્યે સંન્યાસ-પરંપરાનો ઉધ્ધાર કર્યો છે. એમાંથી જન્મેલો દશનામી સંપ્રદાય જાણીતો છે. જેને પરિણામે અત્યાર સુધી અદ્વૈતવાદની ફિલસૂફી શંકરાચાર્ય પછી વહેતી રહી છે. શંકરાચાર્યના શિષ્યો સુરેશ્વરાચાર્યે ને પદ્મપાદે શંકરના ગ્રંથો પર વાર્તિકો અને વ્યાખ્યાઓ લખી છે. પદ્મપાદ કૃત પંચપાદિકા અને સુરેશ્વરની "બૃહદારણ્યકોપનિષદભાષ્યવાર્તિક" તથા "નૈષ્કર્મ્યસિધ્ધિ" અદ્વૈતવાદના પ્રમાણિત ગ્રંથ છે. પદ્મપાદની પંચપાદિકા પર

વિદ્યારણ્યે "વિવરણપ્રમેયસંગ્રહ" પ્રકટ કર્યો છે. આ ગ્રંથના તત્ત્વદર્શનમાંથી પ્રકટેલો વિવરણપ્રસ્થાન :સંપ્રદાય: હજી ચાલે છે.

મંડન મિશ્રની વિચારપરંપરામાં વાચસ્પતિ મિશ્ર થયા છે, જેમણે પોતાની સ્ત્રી ભામતીના નામથી "બ્રહ્મસૂત્રભાષ્ય" ની વિસ્તૃત અને વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યા લખી. આ ગ્રંથ પરથી અદ્વૈતવેદાંતમાં "ભામતી – પ્રસ્થાન" :સંપ્રદાય: ચાલે છે. એ પછીના કાળમાં જયચંદના રાજકવિ પંડિત: નૈષધીયચરિતનો પ્રણેતા શ્રીહર્ષ "ખંડનખંડખાદ્ય" દ્વારા અદ્વૈતવેદાંતનું પૂર્ણ સ્વરૂપ આપે છે. એણે બૌધ્ધ દાર્શનિક વિચારધારા પરથી અદ્વૈતની સ્પષ્ટતા કરી છે. મધુસૂદનસરસ્વતીએ "અદ્વૈતસિધ્ધિ" લખીને અન્ય દાર્શનિકોની દલીલોને તોડીને અદ્વૈતવાદને સ્પષ્ટ કર્યો. એમણે વ્યક્તિને જ્ઞાનમાર્ગથી વિભૂષિત કરી. કાશીમાં વિરોધ થયો છતાં એમણે તુલસીદાસનો પક્ષ લીધો. ચિત્સુખે "તત્ત્વદીપિકા" કે "ચિત્સુખી" લખીને અનેક સિધ્ધાંતોની પારિભાષિક રીતથી વિવેચના કરી. આમ "ખંડનખંડખાદ્ય" "અદ્વૈતસિધ્ધિ" તથા "ચિત્સુખી" વેદાંતના ક્લિષ્ટ છતાં શ્રેષ્ઠ ગ્રંથો ગણાયા છે.

અપ્પય દીક્ષિત :ઇ.સ.૧૫૫૦: ભારતના સર્વતોમુખી પ્રતિભાસંપન્ન અદ્વિતીય વિદ્વાન હતા. એમણે પ્રત્યેક શાસ્ત્ર ને દર્શન પર કલમ ચલાવી છે. એના સમયમાં અદ્વૈતવેદાંતના બહુસંખ્ય ગ્રંથો અને મતમતાંતરો હતા. "સિધ્ધાંતલેશસંગ્રહ" નામથી બધા વિરોધી મતભેદોનું એમણે સંપાદન કર્યું છે. આ ગ્રંથ અદ્વૈતવેદાંતનો વિશ્વકોષ કહી શકાય તેવો છે.

અદ્વૈતવેદાંતના આ વિકાસમાં અદ્વૈત અને બૌધ્ધ – વિચાર-ધારાનું યુધ્ધ મહત્ત્વનું છે. અન્યોન્યે ખંડનમાં મતો પ્રદર્શિત કર્યાં છે. તર્કબધ્ધતાથી બન્ને સાચા ઠરવા મથે છે. એટલુંજ નહિં પણ ખુદ તર્કશાસ્ત્ર-ના સિધ્ધાંતોની પણ એમણે સૂક્ષ્મ અન્વેષણા કરી છે. બન્નેએ જ્ઞાનમાર્ગનું અવલંબન સ્વીકાર્યું છે. બૌધ્ધધર્મને બૌધ્ધદર્શન ભારતમાંથી ૧૨ મી

શતાબ્દીમાં વિદાય થતાં અદ્વૈતવાદની સ્થિરતા નિશ્ચિત બની.

બધા વિદ્વાનો સહમત છે કે ભારતના સંત સાહિત્યમાં અધિકાંશ સંતો અદ્વૈતવાદી છે. કબીર આ બધામાં પ્રધાન ને પ્રાચીન છે. કબીર પાસે અદ્વૈતની ચિંતનધારા કઇ રીતે આવી એ પ્રશ્ન છે. એના બે ઉત્તર છે કે કાંતો કબીરના ગુરુ રામાનંદને અદ્વૈતવાદનું સારુ જ્ઞાન હતું. એના દ્વારા કદાચ કબીરને અદ્વૈતવાદનું જ્ઞાન મળવા સંભવ છે. બીજું અનુમાન એવું છે કે કબીરે પોતાની સ્વયંસાધનાથી અદ્વૈતનો અનુભવ કર્યો હોય. પરિણામે કેટલાકતો કબીરનેજ પ્રથમ અદ્વૈતવાદી કવિ તરીકે પુરસ્કૃત કરે છે. પણ આ કથન ઐતિહાસિક પ્રમાણોથી નિરાધાર સિધ્ધ થયું છે. કબીરની પહેલાં પણ હિંદી સાહિત્યમાં અદ્વૈતવાદ જીવંત હતો. સરહપાદ : ૮મી સદી: તિલ્લોપાદ:૧૦મી સદી: વગેરે સિધ્ધો જેમની કૃતિઓ પુરાની હિંદીમાં છે. તેઓ તેમજ ગોરખનાથ :૧૧મી સદી: અદ્વૈતવાદી જ હતા. સિધ્ધો અને નાથોએ લોકભાષામાં અદ્વૈતવાદનો પ્રચાર કર્યો છે. અદ્વૈતવાદ પર યોગ ને બૌધ્ધ-તત્ત્વજ્ઞાનની છાયા છે. સંભવિત છે કે અદ્વૈતવેદાંતીઓએ લોકભાષામાં પ્રચાર કર્યો હોય. આ બતાવે છે કે યોગ, બૌધ્ધધર્મ અને વેદાંત- આ ત્રણના મિલનથી શંકરના સમયમાં ઉત્તરભારતમાં અદ્વૈતવાદનો પ્રચાર હતો. આ અદ્વૈતમત મુસલમાનોના ભારતમાં આવવાની સાથે સૂફીમત રૂપ ધારીને આવ્યો હોવાનું માની શકાય. આ સૂફીમત પણ અદ્વૈતવાદને વધુ સ્પષ્ટ કરનાર દાખલારૂપ થયો છે. આમ કબીરના અદ્વૈતમાં , ૧૫મી સદીમાં, બૌધ્ધ,[૨] વેદાંત, યોગ, સૂફી તત્ત્વદર્શનનો સંસ્પર્શ જણાય છે. પણ હજીયે કબીરપૂર્વના સાહિત્યમાં અદ્વૈતની ખોજ થવી જરૂરી છે. કબીર પછી તો સંતોની વિચારધાની અદ્વૈતધારાને સમર્થન આપનાર બની ચૂકી. રૈદાસ અને એનાં શિષ્યો અદ્વૈતના જ અનુયાયી છે. કબીરપંથીઓ બધાજ અદ્વૈતવાદી છે. દાદૂ

[૨]. જુઓ: આ મહાનિબંધનો ખંડ ૨ પ્રકરણ-૩ કબીર

: ઇ.સ. ૧૫૪૪ થી ૧૬૦૩ : અને દાદૂપંથી ગરીબદાસ, બખ્ના, રજ્જબ અને સુંદરદાસ અદ્વૈતવાદી છે. મલૂકદાસ, ભીખા, જગજીવનદાસ, બૂલાસાહેબ, યારીસાહેબ, ગુલાલસાહેબ, પલટૂ સાહેબ આદિની બાનીઓ પણ અદ્વૈતવાદની પ્રકાશિકા છે. આધુનિક સમયમાં સ્વામી રામતીર્થે અદ્વૈતવાદ ને સાહિત્યનો સારો ફેલાવો કર્યો છે. આ પછી બંગાળમાં પણ ઘણા વરસ પછી રામકૃષ્ણ પરમહંસે અદ્વૈતધારાનું સિંચન કર્યું. વિવેકાનંદે અદ્વૈતવાદનું સ્વરૂપ નવી શૈલીમાં પ્રકટ કર્યું. પશ્ચિમના દેશોને અદ્વૈતવાદના મૌલિક સિધ્ધાંતો પ્રતિ વિવેકાનંદે જ આકર્ષ્યા.

સંસ્કૃત અદ્વૈતવાદને પ્રાયઃ અદ્વૈતવેદાંત કહેવામાં આવે છે. શ્રુતિ : વેદઉપનિષદ: ગીતા અને બ્રહ્મસૂત્ર એનાં ત્રણ પ્રસ્થાનો છે. એના પરની ટીકાઓમાંથી અદ્વૈતદર્શન જન્મ્યું છે, જે અદ્વૈતવેદાંત તરીકે જાણીતું છે. હિંદી સાહિત્યમાંનાં પદો, ભજનોમાં જે અદ્વૈત છે તે અદ્વૈતવેદાંત જ છે એમ સંપૂર્ણપણે કહી શકાય તેમ નથી. એને શ્રુતિપ્રામાણ્ય નથી. હિંદી પદો અને ગુજરાતી ભજનોમાં અદ્વૈતવાદનું મુખ્ય પ્રમાણ સ્વાનુભૂતિ છે. જ્ઞાનમાર્ગ (શંકરનો) કે જ્ઞાનકર્મસમુચ્ચયમાર્ગ કે જ્ઞાન-કર્મ-ભક્તિ સમુચ્ચયમાર્ગ (મધુસૂદન સરસ્વતી) પર શ્રધ્ધા ધરાવનારા સાચા અર્થમાં અદ્વૈતવેદાંતી છે. હિંદી-ગુજરાતી ભજન સાહિત્યમાં આવો શુધ્ધ અદ્વૈતવેદાંત મળતો નથી. એમાં બીજા અનેક- યોગ, બૌધ્ધ, સૂફી- વિચારધારાનો યોગ છે. જ્ઞાન કરતાં ભક્તિ દ્વારા અદ્વૈતને પ્રાપ્ત કરવાની લગની ભજનબાનીમાં સ્પષ્ટ છે. જ્ઞાન પણ ભક્તિ દ્વારા પ્રાપ્ત કરવાની ભાવના અહીં છે.

## અનાત્મવાદ

અનાત્મવાદ આત્મવાદનો વિરોધી સિધ્ધાંત છે. આત્મવાદ બ્રાહ્મણપરંપરા યા શ્રૌતદર્શન છે, તો અનાત્મવાદ શ્રમણપરંપરા યા બૌધ્ધદર્શન છે. અનાત્મવાદને પાલિમાં અનાત્તવાદ કહે છે. એના બીજા

અન્ય પર્યાયો છે : ૧. નૈરાત્મવાદ, ૨. પુદ્ગલ પ્રતિષેધવાદ કે ૩. પુદ્ગલ નૈરાત્મવાદ. આ વાદમાં આત્માનો નિષેધ માનવામાં આવ્યો છે. કેટલાક માને છે કે એમાં આત્માનું અસ્તિત્વ નિષેધવામાં આવ્યું છે; પણ આ સર્વથા સાચું નથી. કારણ સ્વયં બુધ્ધ ભગવાને એને શાશ્વતવાદ ને ઉચ્છેદવાદનો મધ્યમમાર્ગી વિચાર કહ્યો છે. શાશ્વતવાદમાં આત્માની નિત્ય, કૂટસ્થ, ચિરંતન એકરૂપ સ્થિતિ સ્વીકારવામાં આવી છે. જ્યારે ઉચ્છેદવાદમાં તો આત્માની કોઇ સ્થિતિના સ્વીકારનો પ્રશ્ન જ નથી કારણકે આત્મા જેવું કશું એવાદમાં સ્વીકાર્ય નથી. એ આત્મવિનાશનો સિધ્ધાંત પ્રતિપાદિત કરનાર વાદ છે. એ રીતે ઉચ્છેદવાદ એ ભૌતિકવાદ છે. બુધ્ધનો અનાત્મવાદ એ અભૌતિક નૈરાત્મ્યવાદ છે એમ ભગવાને પ્રતિપાદન કર્યું છે. બુધ્ધે આત્માનું વર્ણન નકારાત્મક વિધાનોથી કર્યું છે. રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર, વિજ્ઞાન, આત્મા નથી; એ સ્કંધ છે. અનાત્મવાદની વ્યાખ્યા અનેક રીતે થઇ છે. બુધ્ધને પૂછવામાં આવેલું કે જીવ અને શરીરની કેવી સ્થિતિ છે? મૃત્યુ પછી જીવની શી ગતિ? આનો ઉત્તર મૌનરૂપે ભગવાને આપેલો. અને "અવ્યાકૃત" સત્ તરીકે ગણવામાં આવેલ. એ સંબંધી બુધ્ધના મૌનના અનેક અર્થો ઘટાવવામાં આવ્યા છે. આ મૌનના અર્થ પરજ અનાત્મવાદની સાચી વ્યાખ્યા સમાયેલી છે.

૧. થેરવાદી નાગસેને : ઇ.સ.પૂ. ૧૫૦ : આત્માના વિષયમાં સંઘાતવાદ અને સંતાનવાદને બુધ્ધાનુ મંતવ્ય ગણ્યું છે. સંઘાતવાદે રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન એ પાંચને આત્માના સંઘાત ગણ્યા છે. સંતાનવાદ અનુસાર આત્માના ઘટકને ક્ષણિક ગણવામાં આવ્યા છે. જલપ્રવાહ કે દીપશિખાની જેમ આત્મા કેવળ સ્કંધનું જ સ્વરૂપ છે, સંતાન છે. આત્માને કોઇ જુદાઇ નથી, કૂટસ્થ અને નિત્ય સ્વરૂપ પણ એને નથી. એ નિત્ય પરિવર્તનશીલ છે. પણ બુધ્ધના કથનાનુસાર આત્મા

ન તો સ્કંધોથી ભિન્ન કે ન તો અભિન્ન છે. એટલે સંઘાતવાદને બુધ્ધના ઉપદેશરૂપે નિશ્ચિતપણે કહી શકાય નહિ.

૨. પુદ્ગલવાદીઓનો વિરોધ વસુબન્ધુ "અભિધર્મકોશ" માં કરે છે. પુદ્ગલવાદથી આત્મગ્રહ જન્મે છે અને શાશ્વતતત્ત્વનો દોષ, પ્રવેશે છે. કોઇ સત્ત્વ, કોઇ આત્મા નથી.

૩. સર્વાસ્તિવાદી બૌધ્ધોએ અનાત્માવાદને સંતાનવાદના રૂપમાં લીધો છે. આત્મા અવસ્તુ નથી; પરંતુ વસ્તુ છે. પણ એ વસ્તુ સ્થિર નથી, કૂટસ્થ નથી, એ નિત્ય પરિવર્તનશીલ છે.

૪. વિજ્ઞાનવાદી બૌધ્ધોએ આત્માને આલયવિજ્ઞાનના રૂપમાં ગણ્યો છે. એ રીતે આલયવિજ્ઞાન સંતતિવિજ્ઞાનથી ભિન્ન છે. આલય--વિજ્ઞાન શાંકરવેદાંતના આત્મા સાથે મળતું છે. ફેર એટલો છે કે આલયવિજ્ઞાનમાં આત્મા "અપેક્ષાકૃત ચલ" છે; જ્યારે શાંકરવેદાંતમાં આત્મા "અ ચ લ" છે. પણ સ્વતંત્ર યોગાચારી વિજ્ઞાનવાદીઓ — દિઙ્નાગ ને ધર્મકીર્તિએ આ ભેદને દૂર કર્યો છે. તેઓએ આલયવિજ્ઞાનને જ માત્ર સત્ માન્યું છે, ધ્રુવ કહ્યું છે, પણ નિત્ય નહિ. જ્યારે વેદાંતનો આત્મા નિત્ય છે. હવે ધ્રુવ અને નિત્યનો સામાન્ય અર્થ એક જ છે: આ શબ્દાર્થ વિવાદમાં ન પડીએ તો "આલયવિજ્ઞાન", જેને વસુબંધુ "વિજ્ઞપ્તિમાત્રતા" કહે છે. તે વેદાંતના નિત્ય આત્માથી જરા પણ ભિન્ન નથી.

૫. શૂન્યવાદી બૌધ્ધોએ બુધ્ધના મૌનનો અર્થ બતાવ્યો કે પરમ સત્નું વર્ણન શબ્દ ધ્વારા થઇ ન શકે. એ શૂન્યવાદી પ્રમાણે સત્ શૂન્ય છે.

શૂન્યવાદનો કેટલાકે "અભાવવાદ" કે "પ્રતિષેધવાદ" એવો અર્થ કર્યો છે. પણ હવે બૌધ્ધદર્શનના મર્મજ્ઞોએ સિધ્ધ કર્યું છે કે આ અર્થ ખોટો છે. આ શૂન્ય સત્ અને વેદાંતના પરમબ્રહ્મમાં નામ માત્રનો ફેર છે. આત્મવાદ દ્રવ્યમૂલક દૃષ્ટિ છે તો અનાત્મવાદ પર્યાય-

મૂલક છે. આત્મવાદ સ્થિરતાવાદ છે, તો અનાત્મવાદ ગતિવાદ છે. બંને સત્‌નું નિરૂપણ કરે છે. આ બંને વાદની દૃષ્ટિ સુસંગત ને સુસંકલિત છે. આ બંને દૃષ્ટિનો ભારતીય જીવન અને સાહિત્ય પર પ્રભાવ પડ્યો છે. વર્તમાન ભારતમાં બ્રાહ્મણપરંપરાની વાતો વિશેષ છે. છતાં શ્રમણપરંપરા પણ એમાં એટલીજ ભરેલી છે એ ભૂલવા જેવું નથી. અનાત્મવાદ એ નિર્વાણની અનિવાર્ય શરત છે. વિરક્તિ કે અનાસક્તિ દ્વારા જે મોક્ષ કે નિર્વાણ લભ્ય છે. બૌદ્ધોએ જોયું કે જ્યાં સુધી આત્મગ્રહ છે ત્યાં સુધી પોતાપણાનું ભાન છે, બંધન છે, આસક્તિ છે. માત્ર આત્માને નિત્ય સત્ માનવાથી સાચી અનાસક્તિ કે વિરક્તિ જન્મતી નથી. અનાસક્તિ વિના મોક્ષ કે નિર્વાણ અશક્ય છે. આ કારણોથી બુદ્ધે અનાત્મવાદની મીમાંસા શક્ય એટલી કરી છે. બુદ્ધના સમયમાં આત્મવાદમાં દોષ હતા. આત્માને નિત્ય અને કૂટસ્થ માનીને આત્મા માટે યજ્ઞો, જપ વગેરે થતું ને પશુબલિદાન અપાતાં. બુદ્ધે વૈદિક હિંસા તથા વ્યવહારના દ્વૈતવાદ અર્થાત્ જાતિપાંતિના, ઊંચ-નીચના ભાવનો વિરોધ કરતાં અનાત્મવાદની માંડણી કરી, જેને પરિણામે યજ્ઞ તથા વ્યવહારના દ્વૈતવાદની વ્યર્થતા સિદ્ધ થઇ. અને અનાસક્તિ તથા સમચર્યાના સિદ્ધાંતોને આધારશિલા મળી.

પ્રાચીન ભારતમાં અનાત્મવાદી ચોરાશી સિદ્ધો બૌદ્ધ હતા એવી માન્યતા છે. એ સિદ્ધો તંત્રવિદ્યાના જાણકાર હતા. એના અનુવર્તી નાથ લોકો પણ અર્ધ બૌદ્ધ અને અર્ધ યોગી હતા. એમની રચનાઓમાં અનાત્મવાદ આધ્યાત્મિક જીવન અને અનુભૂતિનો પ્રેરક છે. સિદ્ધો ને નાથો માટે અનાત્મવાદ જીવનની, સંસારની અસારતાનો પ્રેરતો સિદ્ધાંત બની ગયો; તો અનુભૂતિ રૂપે અનાત્મવાદ શૂન્યવાદ કે શૂન્યની પ્રતીતિ કરાવનાર સિદ્ધાંત બની રહ્યો. નાથસંપ્રદાયની છાયાને કારણે નિર્ગુણોપાસક સંતો તથા સૂફીઓ પર પણ અનાત્મવાદનો પ્રભાવ પડ્યો છે. સગુણોપાસક સંતો પણ બુદ્ધના કરુણાના સિદ્ધાંતથી પ્રભાવિત

થયા છે, તેવા અનાત્મવાદ કે શૂન્યવાદથી એજાયા નથી.

ભારતીય સંતસાહિત્યમાં ને તત્ત્વજ્ઞાનમાં જે સંતો પાક્યા છે તેમના માનસ ઉપર બુધ્ધના અનાત્મવાદની અને વૈદિક આત્મવાદની સ્પષ્ટ રેખાઓ અંકિત થયેલી છે. એમના કથનમાં, ઉપદેશમાં એ બન્નેનો સમન્વય સધાયો છે. બુધ્ધની વિચારસરણીથી સિધ્ધ થાય છે કે અનાત્મ-વાદ વસ્તુતઃ મૌનવાદ કે રહસ્યવાદ છે; એને બુધ્ધિ દ્વારા સમજી નથી શકાતો. આ રહસ્યવાદ ભજન-સાહિત્યમાં કંઇક અંશે બુધ્ધના રહસ્યવાદ સાથે ઓછે અનુબંધિત છે. આથી નિર્ગુણ ભજનિક સંતોની પરંપરાને કેટલાક વાસ્તવમાં શ્રમણ પરંપરાની જ વિચારધારાનો ફાંટો માને છે, કારણકે એમને મતે સમતા – મધ્યમતા, જાતિપાંતિનો ઉચ્છેદ, શૂન્યતા વગેરે નિર્ગુણોપાસકોમાં છે. પણ આ કથન એકાંગી છે. નિર્ગુણો પર આત્મવાદી પરંપરાની અસર પણ છે. આત્મા, બ્રહ્મ અને શૂન્ય આત્મવાદીઓને મન અભિન્ન છે. મૌન જ એનું લક્ષણ ગણવામાં આવ્યું છે. કબીર, રૈદાસ, દાદૂ વગેરે સંતો આ મૌનને જ શ્રેય ગણે છે. મધ્યકાળના રહસ્યવાદીઓ તરીકે એમનું સ્થાન ગણનીય છે.

## નિર્ગુણ-સંપ્રદાય:

"નિર્ગુણ" શબ્દનો પારિભાષિક અર્થ સત્વાદિગુણોથી રહિત કે એનાથી પર એવી અનિર્વચનીય સત્તાનો બોધક છે. પરમતત્ત્વ, પરમાત્મા કે બ્રહ્મ તરીકે પણ નિર્ગુણનું અર્થઘટન નિર્ગુણનું કરી શકાય. સંપ્રદાય શબ્દથી નિર્ગુણશક્તિમાં માનવાવાળી અનેક વ્યક્તિઓનો સમૂહ એવો થઇ શકે છે. સંપ્રદાય શબ્દમાં ગુરુ-ઉપદેશની પરંપરા એવો અર્થ પણ અનુસ્યૂત છે. આવા લોકોની વિચારધારાને "નિર્ગુણમત" કહી શકાય. એનું બીજું નામ "નિર્ગુણસંતમત" છે. તો કોઇ "નિર્ગુનિયા" તરીકે પણ

નિર્ગુણસંપ્રદાયને પ્રર્ણ ઓળખાવે છે. તો નિર્ગુણપંથ કે નિર્ગુણમાર્ગ તરીકે પણ આ સંપ્રદાય ભારતમાં વ્યાપ્ત થયો છે. આનું ટૂંકું નામ સંત-સંપ્રદાય પણ છે. "નિર્ગુણ" શબ્દ "દેવ" :પરમાત્મા: ના વિશેષણ તરીકે શ્વેતાશ્વત-રોપનિષદ" :૬-૧૧: માં છે. જે સર્વભૂતોમાં અંતર્હિત, સર્વવ્યાપી, સર્વકર્મ-અધિષ્ઠાતા, સર્વસાક્ષી, સર્વચેતનાશીલ કે નિરુપાધિક છે. "નિર્ગુણ હોવા છતાં ગુણોનો ભોગ કરનાર છે" એમ કૃષ્ણે કહ્યું છે. [૧૩]

"નાસદીય સૂક્ત" માં પણ નિર્ગુણ બ્રહ્મ વિશે કહ્યું છે કે "જ્યારે સૃષ્ટિનો અવિર્ભાવ નહોતો ત્યારે ન સત્ હતું, ન અસત્ હતું. અને ભજનમાં પણ આજ ભાવનું ઘણીવાર રટણ થતું હોય છે, ઉ.ત.:-

"નહિ રે મેરુ ને નહીં રે મેદિની
તે દી મારો ધણી આપોઆપ"

જેસલ તોરલ.

એમ છે. કબીર પોતાના એક પદમાં નિર્ગુણનો અર્થ "અગુણ" આપે છે. :ક.ગ્ર., પદ ૧૮૩: "ગુન અતીત" કે "નિર્ગુણ બ્રહ્મ" ની ઉપાસનામાં કબીરે સારી સંખ્યામાં ભજન - પદ લખ્યાં છે. :પદ-૩૭૫: કબીર "નિરગુન રામ", "નિરગુણ" જેવા શબ્દપ્રયોગો નિર્ગુણ બ્રહ્મ માટે કરે છે. :પદ ૪૯:. પરંતુ એક પદમાં, :પદ ૧૮૪: કહે છે કે "રાજસ, તામસ ને "સાતિગ" (સાત્વિક) " એ ત્રણ નિર્ગુણની માયા જેવા છે. છતાં એ ત્રણેથી પર પણ નિર્ગુણ રહેલું છે. બ્રહ્મ ગુણાતીત હોવાને લીધે "નિર્ગુણ" કહેવાય છે. ગુણમાં નિર્ગુણ છે ને નિર્ગુણમાં જ ગુણ છે. લોકો આવા નિર્ગુણ બ્રહ્મને જ અજરામર કહે છે. એ અલખ હોવાને લીધે અનિર્વચનીય છે. એને કોઇ રૂપ, રંગ, આકાર, શબ્દ નથી. એ ઘટઘટમાં વ્યાપ્ત છે. પિંડથી બ્રહ્માંડ સુધી એ વ્યાપ્ત છે. એ કાલાતીત છે, અનંત છે, અનાદિ છે. કબીરનો હરિ આવો વિલક્ષણ છે. "નિર્ગુણપંથ"

૧૩: જુઓ ગીતા અધ્યાય -૧૩ શ્લોક ૧૫

મુસલમાનોના ભારતમાં આવ્યાની સાથે સંબંધ ધરાવનાર છે એવી પણ એક માન્યતા છે. અલબત્ત, "નિર્ગુણપંથ" એ કાળે એક "સામાન્ય ભક્તિમાર્ગ" રૂપે હતો. સગુણોપાસનાથી ભિન્ન એવી એકેશ્વરવાદી કે બ્રહ્મવાદી ભાવનાથી નિર્ગુણપંથ ભારતમાં એ કાળે વ્યાપક સ્વરૂપ ધારણ કરતો હતો. પયગંબરી ખુદાવાદ તરફ નિર્ગુણપંથ કોઇને ઢળેલો લાગતો. એમાં ઊંચનીચના કે જાતિપાંતિના ભેદ ઇશ્વરની દૃષ્ટિમાં નથી એ પ્રકારની ભાવના છે. આ માટે કબીરને "નિર્ગુણ-માર્ગ"ના પ્રધાન પ્રવર્તક માનવામાં આવ્યા છે. એમાં કબીરે અદ્વૈતવાદની છાયા સંમીલિત થવા દીધી છે. બીજી બાજુ સૂફીવાદી વિચારધારા પણ એણે જાણી છે અને એની પણ અસર થોડીક ગ્રહણ કરી છે. આમાં સાત્ત્વિક જીવનનો પ્રચાર શુદ્ધ ઇશ્વરપ્રેમના અનુલક્ષમાં, એમણે કેન્દ્રસ્થાને રાખ્યો છે. આને પરિણામે ભક્તિકાવ્યમાં અંતર્ગત સગુણ અને નિર્ગુણ નામથી ઉલ્લેખાતી બે ભિન્ન ભિન્ન વિચારધારાઓ ભારતીય ધર્મચિંતનમાં ૧૫મી સદીના અંતિમ ભાગથી આરંભી ૧૭ મી સદીના અંત સુધી સમાંતર વહેતી રહી છે.

નિર્ગુણધારાના બે સ્વરૂપો રહ્યાં છે: ૧. જ્ઞાનાશ્રયી ૨. શુદ્ધ પ્રેમમાર્ગી.

નિર્ગુણસંપ્રદાયના વિકાસમાં રામાનંદનો ફાળો મહત્ત્વનો છે. આની પૂર્વે નામદેવની રચનાઓમાં નિર્ગુણસંપ્રદાયનાં બીજ રહેલાં છે. રામાનંદ અને રાઘવાનંદની રચનાઓમાં નિર્ગુણ સંપ્રદાયની પુષ્ટિરૂપ હકીકતો આવે છે. છતાં જે દાર્શનિક વિચારો ઉપનિષદોમાં છે તે જ નિર્ગુણમાર્ગને મૂળ સ્વરૂપે અનુકૂળ અને પ્રેરક થયા છે. મુસલમાનોની સાથે પણ મતસંવાદ સ્થાપી શકનાર નિર્ગુણપંથ આ સમયમાં વિકાસ પામ્યો છે, છતાં એના બીજરૂપ ઉલ્લેખ છેક પાંચમી-છઠી શતાબ્દીઓ-માંના બૌદ્ધ ને જૈન મતાનુયાયીઓનો નિર્ગુણ-બ્રહ્મ વિશેના કથનોમાં છે.

વાસ્તવમાં નિર્ગુણ સંપ્રદાયનો મૂળ સ્ત્રોત પ્રાચીન ભારતીય કોઇ ને કોઇ વિચારપરંપરામાં સંસ્પૃષ્ટ છે જ. આથી એનું સાહિત્ય કોઇ રીતે આગંતુક ગણી શકાય તેમ નથી.

નિર્ગુણસંપ્રદાય કબીરના પ્રયત્નોથી સ્થાપિત થયેલો એમ માનવું ભૂલભરેલું છે. એની રચનાઓ માત્ર નિર્ગુણસંપ્રદાયનાજ સિધ્ધાંતોને પ્રકટ કરતી નથી. એણે એને પૂર્ણ રીતે આવિષ્કૃત કરવા પણ સંનિષ્ઠ પ્રયત્ન કર્યો નથી, તેમ કોઇ નવો પંથ સ્થાપવાની પણ પરવા કરી નથી. એની રચનાઓમાં મુખ્ય ધર્મોના ને સંપ્રદાયોના ઉલ્લેખ મળે છે, પણ એ સાચા ધર્મતત્ત્વની શોધનું સૂચક છે. ધર્મગ્રંથોના નામનો પણ પોતાની હકીકતોની પુષ્ટિ માટે રચનાઓમાં નિર્દેશ કર્યો છે. આમ કબીરે વ્યર્થ પક્ષપાત, અંધમતાનુસરણ, બાહ્યાડંબર, શાસ્ત્રીય વિડંબના જેવી ધર્મના નામે પ્રચલિત થતી રહેતી સામાજિક ક્ષતિઓનો વિરોધ કર્યો છે. એણે સ્વાનુભૂતિનું મહત્ત્વ પ્રકટ કર્યું છે.

## નિર્ગુણ ભક્તિ

શ્રીમદ્ભાગવતના તૃતીય સ્કંધમાં નિર્ગુણી ભક્તિનો ઉલ્લેખ છે. ભગવાન કહે છે કે "જે મારા ગુણો સાંભળીને મનની ગતીને અવિચ્છિન્ન રૂપમાં મારામાં (અંતર્યામીમાં) સંચારિત કરે છે, જે મારામાં અહેતુક પ્રેમભાવ રાખે છે, તે નિર્ગુણી ભક્તિના સાધક કહેવાય છે." અ.-૨૩, શ્લોક ૧૧-૧૨

## સગુણ સંપ્રદાય

પંચરાત્ર કે ભાગવતના મતાનુસાર બ્રહ્મ અદ્વૈત, અનાદિ, અનંત, નિર્વિકાર, અંતર્યામી, સર્વવ્યાપક, અસીમ, આનંદસ્વરૂપ છે. આકાર, દેશ ને કાલથી રહિત પૂર્ણ, નિત્ય, અને વ્યાપક છે. પરંતુ એમાં અપ્રાકૃત

ગુણ માનવામાં આવ્યા છે. ષડ્ગુણયુક્ત હોવાથી તેમને પરબ્રહ્મ "ભગવાન" કહેવામાં આવે છે. સર્વ દ્વંદ્વોથી વિનિર્મુક્ત, સર્વોપાધિથી વિવર્જિત, સર્વ કારણોનું કારણ, ષડ્ગુણરૂપ પરબ્રહ્મ નિર્ગુણ અને સગુણ બંને છે. પ્રાકૃત ગુણોથી રહિત હોવાથી તે નિર્ગુણ છે, તો એ અલૌકિક ષડ્ગુણયુક્ત હોવાથી સગુણ છે. આ છ ગુણો ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય- આ છ ભગ જેમાં હોય તે ભગવાન કહેવાય છે.

જગત- કલ્યાણ માટે જ ભગવાન પોતે વ્યૂહ, અર્ચાવતાર, વિભવ તથા અંતર્યામી ચાર રૂપોની સૃષ્ટિ સર્જે છે. આ વ્યૂહ ચાર છે- વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન ને અનિરૂદ્ધ. ષડ્ગુણયુક્ત ભગવાનતઃજ સમસ્ત ભૂતવાસી હોવાથી વસુદેવ કહેવાય છે. " વિભવનો અર્થ છે અવતાર, જે મુખ્ય ને ગૌણ બે પ્રકારનો છે. બધા પ્રાણીઓના હૃદયમાં વાસ કરનાર ભગવાન "અંતર્યામી" છે. શંકરાચાર્યે પંચરાત્રના ઉપર્યુક્ત મતનું ખંડન કર્યું છે અને એને અવૈદિક કહ્યો છે. પણ રામાનુજાચાર્યે એને વેદ- વિહિત સિદ્ધ કરી બાદરાયણના બ્રહ્મસૂત્રોની વ્યાખ્યા "શ્રીભાષ્ય" માં પ્રમાણિત કરી છે. આ મતના આધાર પર મધ્યયુગમાં વૈષ્ણવ ભક્તિમાર્ગનો પ્રચાર ને ભગવાનના વિભવાવતારોની લીલાઓનું વર્ણન- કીર્તન કરવામાં આવ્યું છે.

ભક્તિના અનેક સંપ્રદાયો સ્થપાયા. એમાં ભગવાનના સગુણ રૂપ પર ભાર મૂકવામાં આવ્યો છે, કેમકે તે પૂજા, ઉપાસના, આરાધના અને ધ્યાનનો સહજ વિષય બની શકે છે. આની વિરુદ્ધ નિર્ગુણ સંપ્રદાયીઓએ પ્રચાર કર્યો છે. કબીર, રૈદાસ, દાદૂ વગેરે નિર્ગુણ - ઉપાસક સંતોએ બ્રહ્મની સગુણતા તથા તેના વ્યૂહ, અવતાર તથા મૂર્તિઓની પુજા ઉપાસનાનો નિષેધ કર્યો છે. કેટલાક ચિંતકો નિર્ગુણમતને તત્કાલીન બિદેશી અસરનું પરિણામ કહે છે, ને સગુણને શુદ્ધ ભારતીય ભક્તિ પદ્ધતિ કહે છે. પણ વાસ્તવમાં નિર્ગુણવાદ

ઉપનિષદના બ્રહ્મવાદની ભાવનાથી ભિન્ન નથી. ભારતીય ઉપાસનાપધ્ધતિમાં નિર્ગુણવાદજ કદાચ પ્રાચીનતર છે. તત્વત: નિર્ગુણ ને સગુણના ભેદ દૂર કરવાના પ્રયત્નો પ્રાચીન કાળથી થયા છે. સગુણોપાસના સુગમ ને નિર્ગુણોપાસના કઠિન માનવામાં આવી છે. ભગવાને ગીતામાં સ્વયં કહ્યું છે કે આત્મ-સમર્પણયુક્ત સગુણ ભક્તોની પ્રેમમયી સાધના સંસારસાગરને શીઘ્ર તારનાર છે. ( ગીતા, અધ્યાય ૧૨, શ્લોક ૫-૭ ). ભક્તિકાલીન સગુણોપાસક કવિઓએ પણ નિર્ગુણની અસ્વીકૃતિ નથી કરી; પણ ભક્તિ-સાધના માટે એને અવ્યાવહારિક ગણી છે.

તુલસીદાસે નિર્ગુણ ને સગુણમાં અભેદનો સિધ્ધાંત સ્વીકાર્યો છે. પણ એમને અંતર્યામી કરતાં બહિર્યામી રામ વિશેષ પ્રિય છે. સગુણ રૂપ સુગમ છે કેમકે એ ઇન્દ્રિય દ્વારા જ્ઞાત છે. પણ વિચાર કરતાં સગુણરૂપ જ વધુ કઠિન પ્રતીત થાય છે. તુલસીદાસ કહેછે કે નિર્ગુણરૂપ સુગમ છે, સગુણજ દુર્ગમ છે. અવતારવાદ ભક્તને માનવો સહેલો છે પણ તર્કવાદીઓ માટે સહેલો નથી; એટલે સગુણભક્તિમાં હૃદય ભક્તનું જોઇએ. જેની પાસે એવું હૃદય નથી એને મન સગુણભક્તિ સમજવી મુશ્કેલ છે. નિર્ગુણ બ્રહ્મમાં સગુણતાનો આરોપ સ્પષ્ટતયા વિરોધપૂર્ણ છે. વલ્લભાચાર્યે બ્રહ્મને સગુણ, નિર્ગુણ- સાકાર, નિરાકાર-સાકાર એમ એના "વિરુધ્ધધર્માશ્રત્વ" નું આલંબન કરીને સમાધાન કર્યું છે. ભક્ત જ્યારે બ્રહ્મને ભગવાન રૂપે કલ્પે ત્યારે એ કોઇને કોઇ સ્વરૂપે સગુણતાનો આરોપ કરે છે. એ ભગવાનને કરુણામય, દીનબંધુ, રક્ષક વગેરે શ્રેષ્ઠ ગુણોથી વિભૂષિત કરે છે. સૂક્ષ્મતાથી જોતાં સ્વીકાર કરવો પડે છે કે બ્રહ્મના અવતારો કે એની સાકારતાનો વિરોધ કરનારા નિર્ગુણોપાસકો એ નામ સાથે સ્વરૂપનો પણ કોઇને કોઇ અંશનો આરોપ કરેજ છે. આ રૂપનું આરોપણ પ્રતીક ને રૂપક દ્વારા

થતું હોય છે, પરંતુ ઇન્દ્રિયગમ્ય બનાવવા માટે આટલી સગુણતા દુર્નિવાર છે. આમ ભક્તિ માત્ર સગુણતામૂલક છે, વિરોધ કેવલ અવતાર અને મૂર્તિપૂજાના સંબંધે હોય છે જે નિર્ગુણવાદી છે. તે ભગવાનના અવતારોનું વિશેષતઃ તો પુરાણોમાં વર્ણવાયેલા અવતારોનું અને મૂર્તરૂપનું ખંડન કરે છે, જ્યારે સગુણવાદી કોઇ અવતારવિશેષ, મૂર્તરૂપ તરફ અનન્યભાવની ભક્તિને આવશ્યક ગણે છે.

મધ્યયુગમાં રામ અને કૃષ્ણના અવતાર પર આધારિત સગુણ-સંપ્રદાય વિકસિત બને છે. રામભક્તિનો પ્રચાર રામાનંદના શ્રી વૈષ્ણવ સંપ્રદાય દ્વારા કરવામાં આવ્યો હતો. ઉપરાંત પુષ્ટિમાર્ગ યા વલ્લભસંપ્રદાય, રાધાવલ્લભ સંપ્રદાય, સખી-સંપ્રદાય અને ગૌડીય વૈષ્ણવ સંપ્રદાય અધિક પ્રભાવશાળી હતા. આ બધા સંપ્રદાયોએ કૃષ્ણ કે રાધા-કૃષ્ણને ઇષ્ટદેવ માની એની લીલાનું ગાન કરી સગુણભક્તિનો પ્રચાર કર્યો.

<u>શૈવમત</u>

શિવને પરમેશ્વર માનવાવાળા શૈવ મતાનુયાયી ગણાય છે અને એના મતને શૈવમત કહેવામાં આવે છે. શિવનો અર્થ છે કલ્યાણ. આ સંપ્રદાયમાં રુદ્રના ગુણોની ને રુદ્રોની ને રુદ્રાણીની કલ્પના કરવામાં આવી છે. વિશ્વવ્યાપિની શક્તિ ભયંકર નથી, પણ કલ્યાણકારી છે એના પરથી કલ્યાણકારી શિવનો મહિમા પ્રસિદ્ધ થયો છે. પ્રાચીન ભારતમાં રુદ્રને શિવ કે ઇશ્વર માનવામાં આવ્યા. શંકર ને શંભુ એના પર્યાયો છે. મહાભારતમાં માહેશ્વરોના ચાર સંપ્રદાય વર્ણવવામાં આવ્યા છેઃ શૈવ, પાશુપત, કાલદમન અને કાપાલિક. યામુનાચાર્યે કાલદમનને કાલામુખ કહે છે. આ ચાર સંપ્રદાયોના મૂળ ગ્રંથોને "શૈવાગમ" કહે છે, જેમનાં કંઇક વૈદિક છે અને કંઇક અવૈદિક છે.

ઉપર્યુક્ત ચાર સંપ્રદાયોમાં કાપાલિક અને કાલામુખ [illegible] પરમેશ્વરને રુદ્ર રૂપમાં માને છે. તેઓ વામમાર્ગીય છે, અને એમની સાધનાઓ અત્યંત બીભત્સ છે. પચસત્રનો વિકાસ થવા પછી પાશુપત મતનો વિકાસ થયો છે. એનાં સંસ્થાપક લકુલીશ હતા. એમણે લકુલીશ અર્થાત્ લકુટધારીના રૂપમાં પરમેશ્વરને માન્યો છે. આ મતોમાં રુદ્ર રૂપ મુખ્ય છે. એની પ્રતિક્રિયાના ફળ રૂપે અને શંકરાચાર્યના અદ્વૈત-વાદથી પ્રભાવિત થઇને ૯ મી શતાબ્દીમાં "કાશ્મીર શૈવ મત" નો આવિર્ભાવ થયો; જેમાં શિવ રૂપને પ્રધાનતા આપવામાં આવી. ૧૧મી સદીમાં આ અદ્વૈતવાદના વિરોધમાં લિંગાયત કે વીર શૈવમતનો જન્મ થયો; જેનું દર્શન "શક્તિવિશિષ્ટાદ્વૈતવાદ" ના નામથી પ્રસિધ્ધ છે.

કાપાલિકો છ મુદ્રિકાઓ ધરે છે ને એનો પ્રયોગ કરે છે. એ છ મુદ્રિકા કંઠહાર, આભૂષણ, કર્ણભૂષણ, ચૂડામણિ, ભસ્મ અને યજ્ઞોપવીત. કાલામુખોનું કહેવાનું છે કે લૌકિક ને પારલૌકિક સર્વ કામનાઓ તૃપ્ત કરનાર સાધન છે - કપાલમાં ભોજન કરવું, શબની રાખ શરીર પર ચોળવી અને એનું ભક્ષણ કરવું, દંડ રાખવો, ખપ્પર રાખવું અને એના પર બેસીને સાધના કરવી. આવા વામમાર્ગીઓનો મત સાચો શૈવમત નથી એ સ્પષ્ટ છે. શૈવમતના મુખ્ય ચાર સંપ્રદાય છે. પાશુપત, શૈવસિધ્ધાન્ત, કાશ્મીર શૈવમત અને વીર શૈવમત. પહેલાનું કેન્દ્ર ગુજરાત અને રાજપૂતાના. બીજાનું તમિલદેશ, ત્રીજાનું કાશ્મીર, અને ચોથાનું કર્ણાટક છે.

પાશુપતનો મૂળ સૂત્રગ્રંથ મહેશ્વરકૃત "પાશુપતસૂત્ર" છે જે પર કૌંડિન્યનું "પંચાર્થભાષ્ય" રચાયું છે. એ ભાષ્ય અનુસાર પાંચ પદાર્થ છે: કાર્ય, કારણ, યોગ, વિધિ અને દુઃખાંત. જીવ ને જડ જગતને કાર્ય કહે છે. પરમાત્માને કારણ કહેવાય છે. એની શાસ્ત્રીય સંજ્ઞા પતિ છે. ચિત દ્વારા પશુ અને પતિનો સંયોગ યોગ કહે છે.

પતિને પ્રાપ્ત કરાવનાર માર્ગને વિધિ કહે છે. સાધકે પતિની પૂજા સમયે હસવું, ગાવું, નાચવું જીભ ને તાલુના સંયોગથી બળદના અવાજની જેમ "હુડ – હુડ" કરવું, નમસ્કાર કરવા, આદિ કરણીય વિધિ છે. દુઃખોની આત્યંતિક નિવૃત્તિ મોક્ષ છે. પાશુપતમત પણ કાપાલિકો અને કાલામુખોના મતની જેમ અતિમાર્ગી છે.

શૈવસિદ્ધાંતના અન્ય ગ્રંથ તામિલમાં છે. એમાં પતિ, પશુ ને પાશ–એ ત્રણ પરમ તત્ત્વો માનવામાં આવ્યા છે. પતિ ઇશ્વર છે, જીવ પશુ છે, તે અજ્ઞ અને અણુ છે. પાશ ચાર પ્રકારના છે – મલ, કર્મ, માયા અને રોધશક્તિ. પશુપતિના શક્તિપાતથી, અર્થાત્ અનુગ્રહથી, પાશરહિત પશુ થાય છે. આજ સાચી જીવની મુક્તાવસ્થા છે. કાશ્મીર શૈવમત અદ્વૈતવાદ છે. એમાં ને અદ્વૈતવેદાંતમાં અંતર છે; અદ્વૈતવાદના બ્રહ્મમાં કર્તૃત્વ નથી જ્યારે કાશ્મીર શૈવમતના પરમેશ્વરમાં છે. અદ્વૈતવાદ જ્ઞાનમાર્ગી છે, એમાં ભક્તિનો સમન્વય જ્ઞાનથી નથી થતો. કાશ્મીર શૈવમતમાં જ્ઞાન ને ભક્તિનો સમન્વય છે. એમાં વિવર્તવાદ અને પરિણામવાદનો સ્વીકાર નથી; પણ આભાસવાદનો પુરસ્કાર છે. કાશ્મીર શૈવમતની બે શાખાઓ છેઃ સ્પંદશાસ્ત્ર અને પ્રત્યભિજ્ઞાશાસ્ત્ર. પહેલાના મુખ્ય ગ્રંથ વસુગુપ્તના "શિવસૂત્ર" ને "સ્પંદકારિકા" છે. બીજાના સોમાનંદકૃત "શિવદૃષ્ટિ", ઉત્પલાચાર્યકૃત "ઇશ્વરપ્રત્યજ્ઞા–
–કારિકાવિમર્શિણી" અને તન્ત્રાલોક" છે. બન્ને શાખાઓનો તત્ત્વવાદ એક જે છે, જે શાક્ત તત્ત્વવાદથી તદ્દન મળતો છે. બંનેમાં તફાવત એટલો છે કે સ્પંદમતમાં ઇશ્વરાદ્વયની અનુભૂતિનો માર્ગ ઇશ્વરદર્શન અને તેની દ્વારા અશુદ્ધિનિવારણ છે.

વીર શૈવમતનો સ્થાપક બસવ છે, એમના માન્યગ્રંથ બ્રહ્મસૂત્રપર "શ્રીકરભાષ્ય" અને "સિદ્ધાન્તશિખામણિ" છે. એની દાર્શનિક દૃષ્ટિ વિશિષ્ટાદ્વૈતવાદ છે. એમાં "સ્થૂલચિદચિદ્વિશિષ્ટ વિશિષ્ટજીવ" અને

"સૂક્ષ્મ ચિદચિદ્વિશિષ્ટ" શિવનું અદ્વૈત છે. પરમતત્ત્વ શિવ પૂર્ણહંતારૂપ કે પૂર્ણસ્વાતંત્ર્યરૂપ છે. એની પરિભાષિકી સંજ્ઞા "સ્થલ" છે. એ મતને લિંગાયત પણ કહે છે, કેમકે એના અનુયાયી શિવલિંગ પૂજે છે.

**શૈવાગમ:**

શૈવામતનું પ્રતિપાદક શાસ્ત્ર શૈવાગમ છે. ઉપાગમોથી એની સંખ્યા ૨૦૦ની થવા જાય છે. ૭ મી સદી પહેલાની તેની રચનાઓ મળી આવે છે. ચાર શૈવ સંપ્રદાયોમાં તેનો વિકાસ થયો છે. અનુશ્રુતિ પ્રમાણે નિગમ જેટલું જ એનું મહત્ત્વ છે. કેટલાક આ આગમોને મોક્ષશાસ્ત્ર માને છે. શૈવ ઉપાસના પ્રાચીનતમ ઉપાસનાઓમાંની એક છે, એ નિર્વિવાદ છે, અને એનો પ્રભાવ ભારતીય પ્રણાલી પર વ્યાપક છે. મુખ્ય શૈવાગમ "માલની વિશ્વાસ" "સ્વચ્છંદ" "વિજ્ઞાનભૈરવ" "ઉચ્છુષ્મભૈરવ" "આનંદભૈરવ" "મૃગેન્દ્ર" માતંગ" "નેત્ર" "નૈશ્વાસ" "સ્વયંભૂ" "રુદ્રયામલ" અને "કામિકા" — મૂલત: આ દ્વૈતપ્રતિપાદક છે. પાછળથી એની અદ્વૈતવાદી વ્યાખ્યા વસુગુપ્ત અને એની પછીના કાશ્મીરના દાર્શનિ-કોએ કરી. આ આગમ સાહિત્યનો ભારતીય સાહિત્ય અને કલા પર ઊંડો પ્રભાવ છે. કાલિદાસનાં ત્રણ નાટકોમાં મંગલશ્લોકમાં પણ આ અસર પડી છે. નાટક, નૃત્ય, શિલ્પ, વાસ્તુ, ચિત્ર, સંગીત, શબ્દશાસ્ત્ર યોગશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, સાંખ્ય, વૈશેષિક, સર્વ ક્ષેત્રોમાં આરંભમાં એનો પ્રભાવ છે. એનું કારણ લોકશ્રદ્ધા સાથે શૈવાગમોની સંવાદિતા છે. ધીમે ધીમે આ આગમોની ગણના વેદની સમકક્ષ થવા લાગી અને મધ્યયુગના ઉત્તરાર્ધ સુધી પહોંચતાં તો નિગમ અને આગમ એકથી. સ્વત: પ્રમાણ થઇ ગયા. આ આગમગ્રંથો અનુસાર ૩૬ તત્ત્વો છે. ૨૪ તત્ત્વો તો સાંખ્યાનાં છે એમાં ૭ મિશ્ર તત્ત્વ : કાલ, નિયતિ, કલા, વિદ્યા, રાગ, અશુદ્ધમાયા, અને પ્રકૃતિ-માયા: અને ૫ શુદ્ધ તત્ત્વ

: શિવ, શક્તિ, સદાશિવ, ઈશ્વર અને શુધ્ધ વિદ્યા : એમ કુલ ૩૬ તત્ત્વો ગણી શકાય.

શાક્ત મત

શક્તિના ઉપાસકો તે શાક્તો અને તેના ધર્મને શાક્તમત કહે છે. આ મતમાં પરમેશ્વરની કલ્પના સ્ત્રી-રૂપમાં કરવામાં આવી છે અને એને શક્તિના નામથી ઓળખવામાં આવી છે. શક્તિને જ આનંદભૈરવી, મહાભૈરવી, ત્રિપુરસુંદરી, લલિતા વગેરે નામોથી સંબોધવામાં આવી છે. શક્તિની ઉપાસના ત્રણ રીતે થાય છે: ૧. સામાન્ય શિષ્ટ-પધ્ધતિ, જેમાં અહિંસાત્મક રીતે આરાધના છે; ૨. ભયંકર પધ્ધતિ જેમાં શક્તિનો સંબંધ કાપાલિકો અને કાલમુખોના મતથી છે, અને પશુ-તથા-મનુષ્યોનું બલિદાન વિહિત છે; ૩. ભાવાત્મ પધ્ધતિ, જેમાં સાધક, ઈષ્ટની સાથે તાદાત્મ્ય સાધે છે. ઘણું કરીને આ ત્રીજી પધ્ધતિ જ સાચા અર્થમાં શાક્ત મતને સાર્થ કરનાર છે. પ્રથમ ને બીજી પધ્ધતિના અનુયાયીઓ ક્રમશ: સ્માર્ત ને શૈવ કહેવામાં આવે છે. શાક્તમત અદ્વૈતવાદનો સાધના-માર્ગ છે. શાક્તોની પ્રત્યેક સાધનામાં અદ્વૈતવાદ ઓતપ્રોત રહે છે. શાક્તમતના બે સંપ્રદાય છે ૧. કૌલ સંપ્રદાય ૨. સમયાચાર મત : કે સંપ્રદાય:. કૌલ શક્તિ સાથે શિવના સમર્થનને ઈષ્ટ ગણે છે, "કુલ" નો અર્થ છે શક્તિ કે કુંડલિની અને "અકુલ" નો અર્થ છે શિવ. જે યોગક્રિયાથી કુંડલિનીનું અભ્યુત્થાન કરી સહસ્ત્રારસ્થિત શિવની સાથે સંમેલન કરાવે છે, તે કૌલ છે. કૌલાચાર જ કુલાચાર કે વામાચાર છે. આ આચાર મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન- આ પાંચ "મકારો" કે તત્ત્વોના સહયોગથી અનુષ્ઠિત થાય છે. આ પાંચ "મકારો" નું રહસ્ય નિતાંત ગૂઢ છે. મદ્યનો અર્થ શરાબ નથી, પણ બ્રહ્મરંધ્રમાં રહેલ સહસ્ત્રદલ કમળનું અમૃત છે. જે પુણ્ય ને પાપરૂપી પશુઓને જ્ઞાનરૂપી ખડ્ગથી મારે છે, ને પોતાના મનને બ્રહ્મમાં લીન કરે છે તે જ માંસાહારી છે. મત્સ્ય શરીરસ્થ ઈડા તથા પિંગલા અર્થાત્ ગંગા અને યમુના નામની નાડીઓને પ્રવાહિત કરનાર શ્વાસ ને પ્રશ્વાસ

છે. મત્સ્યભક્ષી એ છે કે જે પ્રાણાયામ દ્વારા શ્વાસ-પ્રશ્વાસને બંધ કરી પ્રાણવાયુને સુષુમ્ણા નાડીમાં સંચારિત કરે છે. અસત્ સંગનો ત્યાગ એનું નામ મુદ્રા છે. એ સત્સંગનો દ્યોતક છે. સહસ્રાર-સ્થિત શિવ તથા કુંડલિનીનું અથવા પ્રાણ ને સુષુમ્ણાનો સહવાસ કે મેળાપ એ મૈથુન છે. આ રીતે પાંચ "મકારો" નો સંબંધ અંતર્યોગથી છે; પણ કાલાંતરમાં શાક્તોએ આંતરિક સાધનાને છોડીને બાહ્યસાધનોને સ્વીકારીને પાંચ "મકારો" ને એમણે ભૌતિક અર્થમાં સ્વીકાર્યા આથી આ મતની નિંદા કબીર, તુલસી વગેરે સંતોએ કરી છે.

સમયમાર્ગમાં અંતર્યોગને પ્રાધાન્ય છે. "સમય" નો અર્થ છે હૃદયાકાશમાં ચક્રની ભાવના કરી પૂજાનું વિધાન કે શક્તિની સાથે અધિષ્ઠાન, અનુષ્ઠાન, અવસ્થાન, નામ તથા રૂપભેદથી પંચ પ્રકારે સામ્યધરનાર, શિવ-શક્તિનું સામરસ્ય. સમયાચારમાં મૂલાધારમાં સુપ્ત કુંડલિની ને જાગ્રત કરી સ્વાધિષ્ઠાનાદિ ચક્રોથી સહસ્રાર ચક્રમાં બિરાજમાન સદાશિવની સાથે સંયોગ સાધવો એ પ્રધાનાચાર છે. સમયાચારી લક્ષ્મીધરે : ઇ.સ. ૧૨૬૮ થી ૧૩૭૧ : કૌલમાર્ગ ની કડક નીંદા કરી છે. પણ છતાંય જે પરમ કૌલ છે તે સાચો સમયી છે.

તત્ત્વ છત્રીસ છે; જે ત્રણ વિભાગમાં – શિવતત્ત્વ, વિદ્યાતત્ત્વ ને આત્મતત્ત્વ માં સમાવિષ્ટ થાય છે. શિવતત્ત્વ બે તત્ત્વોનો વિભાગ છે– શિવતત્ત્વ ને શક્તિતત્ત્વ. વિદ્યાતત્ત્વમાં સદાશિવ, ઇશ્વર ને શુદ્ધ વિદ્યા આ ત્રણ તત્ત્વ ગૃહીત છે. આત્મતત્ત્વમાં ૩૧ તત્ત્વ છે: માયા, કલા, વિદ્યા, રાગ, કાલ, નિયતિ, પુરુષ, પ્રકૃતિ, બુદ્ધિ, અહંકાર, મન, પંચ કર્મેન્દ્રિય ને પંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ વિષય : રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ ને શબ્દ : તથા પાંચ મહાભૂત : આકાશ, વાયુ, અગ્નિ, જલ ને પૃથ્વી:

પરાશક્તિના હૃદયમાં વિશ્વસૃષ્ટિની ઇચ્છા જન્મતાં જ એના બે રૂપ થાય છે: શિવરૂપ તથા શક્તિરૂપ. શિવ પ્રકાશરૂપ છે ને

શક્તિ વિમર્શરૂપિણી. વિમર્શનો અર્થ પૂર્ણ, અકૃત્રિમ અહંકારની સ્ફૂર્તિ. એને ચિત્, ચૈતન્ય, સ્વાતંત્ર્ય, કર્તૃત્વ વગેરે કહે છે. પ્રકાશ ને વિમર્શ બંને એક સાથે રહે છે. પ્રકાશ કે શિવને જ સંવિત્ કહી શકાય, વિમર્શ-ને યુક્તિ કે મનન. આ શિવશક્તિના આંતર નિમેષને સદાશિવ તથા બાહ્ય ઉન્મેષને ઈશ્વર કહે છે. પરાશક્તિ સંવિત્નું શિવશક્ત્યાત્મક રૂપ સર્ગાત્મક હોય છે. શિવતત્ત્વમાં અહં, સદાશિવતત્ત્વમાં "અહમિદમ" અને ઇશ્વરતત્ત્વમાં "ઇદમિદમ" વિમર્શ થાય છે. શુધ્ધવિદ્યા-તત્ત્વમાં અહં અને ઇદમ્ બન્ને પ્રધાન છે. આની પછી માયાતત્ત્વનો કાર્યારંભ હોય છે, જે અહં ને ઇદં ને પૃથક્ કરે છે. અહમંશ પુરુષ, તો ઇદમંશ પ્રકૃતિ છે. પરંતુ શિવને પુરુષ રૂપમાં આવવા માટે માયા-કલા, વિદ્યા રાગ ને નિયતિની સૃષ્ટિ કરે છે. જેનું પારિભાષિક કંચુક કે આવરણ એવું નામ છે. શૈવોમાંના કેટલાકને ઉપર્યુક્ત તત્ત્વવાદ માન્ય છે. જે અંતર છે તે શૈવોમાં શક્તિભાવ ગૌણનું છે તો શાક્તોમાં શિવ-ભાવનું ગૌણત્વ છે. એટલું જ બંને વચ્ચે અંતર છે. બંને અલ્પાંશે અન્યોન્યનો સ્વીકાર કરે છે. આમાં શિવ-શક્તિનું સામરસ્ય છે. આ સામરસ્યથી પરમશિવને નામે શૈવમતીઓ તો પરાશક્તિને નામે શાક્તો ઓળખાય છે.

શાક્ત મતનો ઇતિહાસ પ્રાચીન છે. એના ત્રણ યુગ ૧. બુધ્ધપૂર્વ યુગ ૨. મધ્ય યુગ કે બુધ્ધોત્તર યુગ. ઇ.સ. ૧૨૦૦ સુધી. ૩. આધુનિક યુગ. ઇ.સ. ૧૨૦૦ થી અત્યાર સુધી. એના અત્યાર સુધીમાં અનેક ગ્રંથો પ્રકાશમાં આવ્યા છે. એમાંના અધિકાંશ અપ્રકટ છે. એના મૂળ ગ્રંથોને શાક્ત આગમ કહે છે. કેટલાંક શાક્ત મતનાં ઉપનિષદો કલકત્તાથી પ્રકાશિત થયાં છે. શાક્ત મતના બે સંપ્રદાય છે: શ્રીકુલ ને કાલીકુલ. "શ્રીકુલ" ના અનેક ગ્રંથોમાં અગસ્ત્યનું "શક્તિસૂત્ર" અને "શક્તિમહિમ્નસ્તોત્ર", સુમેધાનું "ત્રિપુરારહસ્ય",

ગૌડપાદનું "શ્રીવિદ્યારત્નસૂત્ર" શંકરાચાર્યનું "સૌંદર્યલહરી" અને "પ્રપંચસાર" અને અભિનવગુપ્તનું "તંત્રલોક" મુખ્ય છે.

કાલીકુલના મુખ્ય ગ્રંથો– "કાલજ્ઞાન" "કાલોત્તર" "મહાકાલસંહિતા" વગેરે છે.

હિંદી ને અન્યભાષાનાં સાહિત્યોમાં શાક્તમતની અસર છે. "કૌલજ્ઞાનનિર્ણય" ની પુષ્પિકામાં ૮૪ સિદ્ધોમાં અન્યતમ મત્સ્યેન્દ્રનાથનો સંબંધ યોગિનીકૌલ સાથે છે. : એ કૌલમતનો સંપ્રદાય છે: નાથસંપ્રદાય કૌલમત સાથે અચૂક સંકળાયેલો છે. " સિદ્ધસાહિત્ય" "નાથસાહિત્ય" તથા "સંતસાહિત્ય" માં શક્તિસાધનાનો પરામર્શ છે. એમાંના "નાદ", "બિંદુ","પંચ મકાર", શાક્તોની અસરથી યુક્ત છે. શાક્તોમાં જાતિપાંતિનો ભેદ નથી. શાક્તો શૈવો અને વૈષ્ણવોનો અંર્તભાવ શંકરાચાર્યના સ્માર્ત મતમાં થવાથી શાક્તનો પ્રભાવ હવે પ્રાયશ: લુપ્ત થયો છે.

શૂન્યવાદ

શૂન્યવાદ અને મહાયાન:–

મહાયાનને બે દાર્શનિક સંપ્રદાયના વિભાગમાં – ૧. માધ્યમિક : શૂન્યવાદ: અને ૨. વિજ્ઞાનવાદ :યોગાચાર: માં વિભક્ત કરવામાં આવ્યા છે. શૂન્યવાદના સબલ પ્રતિપાદક નાગાર્જુન છે. એમનાં ઇ.સ. ૨જી સદીમાં "માધ્યમિકશાસ્ત્ર" પ્રકટ થતાં શૂન્યવાદની પ્રતિષ્ઠા થઇ. આઠ નિષેધોનો પુરસ્કાર એમણે કર્યો છે. ઉ.ત. અનિરોધ, અનુત્પાદ, અનુચ્છેદ, અશાશ્વત, અનેકાર્થી, અનાનાર્થી, અનાગમી અને અનિર્ગમી. આ આઠ નિષેધોમાં મધ્યમમાર્ગ રહેલો છે.

હિંદુ દાર્શનિકોએ શૂન્યવાદનો અર્થ સત્તાનો અભાવ કર્યો છે. શૂન્યવાદીઓને આ અર્થ અભિપ્રેત નથી. કાર્ય ને કારણને અલગ માનો તો કારણ બિના કાર્ય સંભવિત છે ને બન્નેને અન્યોન્યતા

પૂરક માનો તો કાર્યકારણ એવું નામ આપવું ઉચિત નાગાર્જુનને નથી લાગતું. એ તો કહે છે કે જેને કોઇ ધર્મ નથી એવી વસ્તુ બીજાને કઇ રીતે જન્માવી શકે? માટે બધું શૂન્યમય છે. એટલે ઉત્પત્તિ, ગતિ, સ્વભાવ, ધર્મનો નિષેધ કરીને સમગ્ર સૃષ્ટિ અનંત શૂન્યતાથી પ્રવહમાન છે.

નાગાર્જુન પછી શૂન્યવાદની કલ્પના અત્યંત વિકસી. અબૌધ્ધ પરંપરાઓમાં પણ શૂન્યની કલ્પના હતી. મહાભારતમાં વિષ્ણુના અનેક નામોમાં "શૂન્ય" પણ છે. સમસ્ત વિશેષણો, ગુણો તથા પ્રકૃતિઓથી રહિત હોવાથી શૂન્ય શૂન્યવત્ છે. सर्वविशेषरहित्वात् शून्यवत् शून्यः। શંકરાચાર્ય.

"શૂન્ય" નો ઉલ્લેખ તત્ત્વરૂપથી પણ કરાયો છે, જે અગોચર અગમ્ય છે. તે વર્ણવિહીન છે, આકૃતિવિહીન છે. એ શૂન્ય શૂન્યતારૂપમાં સર્વવ્યાપ્ત છે. એ શૂન્ય નથી મોટું કે નાનું. એ વર્ણવિહીન છતાં બધા આકારોમાં છે. આમ શૂન્ય ચિત્ત, જગત ને ત્રિભુવનમાં વ્યાપ્ત છે.

શૂન્યજ્ઞાનની ત્રણ શાખાઓ છે. પણ એમાં મહત્ત્વની તો આ બે જ છે: ૧. પરિનિષ્પન્નજ્ઞાન જેમાં ભાવ-અભાવની સમતા છે, આત્મા જેવી શાશ્વત સત્તાના અભાવનું જ્ઞાન. ૨. સમજ્ઞાન- સર્વ વસ્તુ ઉત્પાદનથી આદિરહિત છે, અંતરહિત છે. ચિત્તમાં જે દ્વન્દ્વો છે. : ભાવાભાવ: ચિત્ત, અચિત્ત, ભવનિર્માણ, શૂન્યાશૂન્ય: તેનો નિષેધ થતાં શૂન્યજ્ઞાનની સાધના અત્યંત સૂક્ષ્મ થાય છે. સાધક શૂન્યસ્વભાવ બની જાય છે.

<u>શૂન્યવાદ અને સિધ્ધો:</u>

શૂન્યજ્ઞાન સિવાય એક તત્ત્વ- કરુણા પર ભાર મુકાયો છે. મહાયાનમાં કરુણાને પ્રધાનતા (આપી) છે. સિધ્ધોએ એ કરુણાને મણિ, કુલિશ, તથા ઉપાયરૂપમાં સ્વીકાર કર્યો છે. સહજસ્વરૂપમાં શૂન્યતા ને કરુણાનું એક જ રૂપ સ્વીકૃત થયું છે. એને :શૂન્યને: બ્રહ્માંડનું મૂલધર્મકારણ કહેવામાં આવ્યું. સિધ્ધોની સાધના પધ્ધતિમાં શૂન્ય ચાર સ્વરૂપમાં

સ્વીકૃત થયું છે: ૧. શૂન્ય– આલોકજ્ઞાન પ્રજ્ઞા છે. ચિત્ત સંકલ્પો કરે છે એથી ૩૩ દોષોથી આચ્છાદિત રહે છે. સર્વશ્રેષ્ઠ માયા ચિત્ત છે, જે આ શૂન્ય પ્રજ્ઞાની અભિવ્યક્તિ છે. એને બીજાક્ષર પણ કહેવામાં આવી છે. ૨. અતિશૂન્ય–આલોકનો આભાસ છે, એનો સ્વભાવ અલૌકિક છે. એ ઉપાય, દીક્ષા, સૂર્યમંડળ, વજ્રપુરુષ અને ૨૪ મનની પ્રવૃત્તિઓથી આવેષ્ટિત છે. ૩. મહાશૂન્ય આલોક ને આલોકાભાસથી ઉદિત થાય છે. એ અવિદ્યારૂપ છતાં દોષ એમાં છે. ૪. સર્વશૂન્ય ત્રણ– શૂન્ય, અતિશૂન્ય ને મહાશૂન્ય. આ સર્વશૂન્ય પરમતત્ત્વ છે, જે આદિઅંતથી વિહીન, ગુણદોષરહિત, ભાવાભાવથી પર છે.

<u>શૂન્યવાદ અને નાથ સંપ્રદાય</u> :–

નાથસંપ્રદાયમાં શૂન્યને પરમતત્ત્વના રૂપમાં ગણવામાં આવ્યું છે. શૂન્ય ની વ્યાખ્યામાં સંશોધનાત્મક દૃષ્ટિકોણ "ગોરખબાની" માં પ્રકટ થયો છે:

"બસતી ન શૂન્યમ શૂન્યમ ન બસતી અગમ અગોચર ઐસા
ગગન શિખર મેંહ બાલક બોલે તાકા નાંવ પર હુગે કૈસા ।

—— ગોરખવાણી

"ગગનશિખરમાં" બાળક બોલે "એ શૂન્યની વ્યાખ્યા કોઇ સંપ્રદાયે કરી નથી. આ કથન પાછળ હઠયોગની પરંપરાનું રહસ્ય છે. અહીં શૂન્યનો સંબંધ નાદતત્ત્વ સાથે સંયુક્ત છે. નાદને સૃષ્ટિનું મૂલ કારણ પરમતત્ત્વ, પરમસ્વભાવ કહેવામાં આવ્યું છે. આમ શૂન્યનું વર્ણન નાદરૂપે પણ થયું છે.

નાથ સાહિત્યમાં શૂન્યપ્રયોગ ત્રણ અર્થમાં થયો છે. ૧. પરમતત્ત્વ નાદ, પરમજ્ઞાન, પરમ સ્વભાવ. ૨. બ્રહ્મરંધ્ર, દશમ દ્વાર કે મધ્યમપથ તથા સહસ્રાર ચક્ર, ગગનમંડલ અને ૩. શિવલોક.

ભારતીય મધ્યકાલીન સંતો શૂન્યતાને અદ્વૈતજ્ઞાનના રૂપમાં સ્વીકારે છે. શૈવસંપ્રદાયોએ શૂન્યને હઠયોગની પરંપરાઓમાં કાયાની મધ્યમાં મંડળરૂપમાં સ્વીકાર્યું. ભ્રૂમધ્ય ત્રિકુટીમાં શૂન્યનું સ્થાન પણ સ્વીકૃતિ પામ્યું. ઇડા-પિંગલાની અંદર મધ્યમાં શૂન્યસ્થાનને મહેલ, મંડપ, શિખર, નગર, હાટ આદિ રૂપમાં પ્રદર્શિત કરવામાં આવ્યું છે. સિધ્ધો-નાથોની સમક્ષ શૂન્યમંડળની સભાન દશાનું ચિત્ર છે; પણ મધ્યકાલીન સંતો સમક્ષ એવી સ્પષ્ટતા નથી. એટલે પરંપરા ખાતર શૂન્યમંડલ, શૂન્યગુફા વગેરેનો ઉલ્લેખ કરે છે.

મહેલ સરોવર, કમલ, શિખર, ગુફા, જ્યોતિ, મેઘ, નીર, જ્યોત વગેરે ઉપમાઓથી શૂન્યને ભજનવાણીમાં સંબોધવામાં આવ્યું છે. આ બધાં શબ્દ-પ્રતીકોના અર્થ "દોહાકોષ" માં સ્પષ્ટ થયા છે.

<u>શૂન્યવાદ અને અન્ય નિર્ગુણી સંતો:</u>

વજ્રયાન સાહિત્યમાં શૂન્યના ચાર અર્થ "હઠયોગ - પ્રદીપિકા" -માંથી મળે છે. એને નાદની ચાર અવસ્થારૂપે વર્ણનથી સાંકળવામાં આવ્યું છે. દાદૂ આ ચાર શૂન્યનું નવસંસ્કરણ કરે છે. - કાયાશૂન્ય, આત્મશૂન્ય, પરમશૂન્ય, તથા સહજશૂન્ય જેમાં પહેલાં ત્રણ સગુણ ને સાકાર છે, જ્યારે અંતિમ શૂન્ય, નિર્ગુણ તથા નિરાકાર છે. કબીરના સાહિત્યમાં શૂન્યની સંખ્યામાં "કલ્પનાતીત વૃદ્ધિ" થઇ.

સાત શૂન્ય કા સકલ પસારા
સાત શૂન્યસે કોઇ ન ન્યારા[૪]
- "કબીરબાની"

---

૪ કબીર બાની.

પણ કબીરે સાત શૂન્યોનું લક્ષણ પ્રકટ કર્યું નથી. વૈકુંઠના વિસ્તારમાં ૧૮ કરોડ શૂન્યોની બતાવવામાં આવી છે. અને એના પછી અનહદ જ્યોતિનો નિવાસ વર્ણવાયો છે. સાત શૂન્યોમાં સૂર્યના કિરણોના સાત રંગોના કલ્પીને એમાંથી સૃષ્ટિનું સર્જન થયાની પણ એક માન્યતા છે. આમ શૂન્યની કલ્પના પૌરાણિક કથા જેવી બનીને એનો તાત્વિક અર્થ વિસરી ગયો.

<u>શુધ્ધાદ્વૈતવાદ:-</u> (શુધ્ધાદ્વૈતવાદ)

અદ્વૈતવાદમાં બ્રહ્મ, માયા - શબલ છે એવી શંકરાચાર્યની વિચારધારાથી વિરૂધ્ધ શ્રી વલ્લભાચાર્યે શુધ્ધાદ્વૈતની સ્થાપના કરી. એમાં બ્રહ્મ, માયા-સંબંધથી રહિત છે, માટે શુધ્ધ છે એ મત પ્રતિપાદિત થયો છે. માયારહિત બ્રહ્મ જ એક અદ્વૈત છે. 'સર્વં ખલુ ઇદં બ્રહ્મ' ને જ આ શુધ્ધાદ્વૈતમાં સ્વીકૃત કરવામાં આવ્યું છે - <u>એનું અક્ષરશ: પાલન થયું છે.</u> "પદમપુરાણ" પ્રમાણે રુદ્રસંપ્રદાયના પ્રવર્તક વિષ્ણુસ્વામી[૫] હતા.

નાભાદાસની "ભક્તમાલા" થી સ્પષ્ટ છે કે વિષ્ણુસ્વામીના સંપ્રદાયમાં જ્ઞાનદેવ :ઇ. સ. ૧૨૭૫ - ૧૨૯૬: નામદેવ, ત્રિલોચન વગેરે સંતો થયા તથા વલ્લભાચાર્યે :જન્મ ઇ. સ. ૧૪૭૯: આ માર્ગનો વિકાસ કરી શુધ્ધાદ્વૈતવાદ અને એનો ભક્તિસંપ્રદાય પુષ્ટિમાર્ગ પ્રકાશિત કર્યો. એમના ગ્રંથો - "અણુભાષ્ય" - બ્રહ્મસૂત્ર, જૈમિનિનું "પૂર્વમીમાંસાસૂત્ર" પર ભાષ્ય, "સુબોધિની" ---- ભાગવત પુરાણપરનું ભાષ્ય "તત્વદીપનિબંધ" એમ પ્રાય: ૫૦ જેટલા છે.

---

૫. વિષ્ણુ સ્વામી - ગૌતમબુધ્ધના જન્મ પછી ૩૦૦ વર્ષ બાદ પાંડ્ય દેશમાં પાંડુરાજાનો શ્રી દેવેશ્વર નામનો વિદ્વાન, કે જે પાછળથી તેનો અમાત્ય થયો હતો. તેને દેવદત્તનું નામે એક પુત્ર થયો. તે સમર્થ વિદ્વાન અને વિષ્ણુભક્ત હતો. એ પાછળથી ત્રિદંડી સંન્યાસી થઇ તે જ "વિષ્ણુસ્વામી" નામથી પ્રખ્યાત થયેલ છે. -સંપ્રદાયપ્રદીપાલોક :કાંકરોલી પ્રકાશન: મૂ. લે. ગદાધર દ્વિવેદી, ૧૭મી સતાબ્દી: ના આધાર પરથી.

વલ્લભાચાર્યના પુત્ર વિઠલનાથજી : ઇ.સ.૧૫૧૬–૧૫૮૬ : "ગુસાંઇજી" ના નામથી પ્રસિધ્ધ છે. એમણે વલ્લભમતનો પ્રચાર કર્યો. સુરદાસ તો એમના સાહિત્યમાં અનન્ય ભક્ત તરીકે લોકખ્યાત છે. અષ્ટછાપના અન્ય કવિઓ પણ આ રીતે આ સંપ્રદાયના પ્રચારકો છે.

પૂર્ણ બ્રહ્મની કલ્પના એ વલ્લભમતની વિશેષતા છે. અક્ષરબ્રહ્મ એ પૂર્ણ પુરુષોત્તમનું અધિષ્ઠાન છે. અક્ષરબ્રહ્મનું સ્વરૂપ ચાર પ્રકારનું છે: અક્ષર, કાલ, ધર્મ ને સ્વભાવ. અક્ષર બ્રહ્મ જ પ્રત્યેક વસ્તુનું ઉત્પાદન ને નિમિત્ત, કારણ છે. એના સચ્ચિદાનંદસ્વરૂપમાંથી જીવ અને જગતની ઉત્પત્તિ થઇ છે. જીવ અનંત છે. પરિમાણમાં એ પ્રત્યેક અણુ રૂપે છે. તેમના મત પ્રમાણે જગત સત્ય છે. જીવે કલ્પેલો અહંતા – મમતાત્મક સંસાર મિથ્યા છે. ભક્તિદ્વારા જીવ પરબ્રહ્મની પ્રાપ્તિ કરી શકે છે.

શ્રી વલ્લભાચાર્યજીના વેદાંતમતને "શુધ્ધાદ્વૈત" કહેવાય છે. તેમ તેમના ભક્તિમાર્ગનું નામ પુષ્ટિમાર્ગ છે. "પુષ્ટિ" માં પુષ્ ધાતુ છે તેનો અર્થ पोषणं तदनुग्रहः એવો છે.[૬]

જ્ઞાનમાર્ગ ને કર્મમાર્ગ કઠિન છે. પણ ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે, એવો ધ્વનિ આ પુષ્ટિ સંપ્રદાયનો છે.

જીવની ચાર કોટિ ૧. શુધ્ધ ૨. પુષ્ટિ ૩. મર્યાદા અને ૪. પ્રવાહ છે. આ જીવો માટે નવધા ભક્તિ– શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવા, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મ નિવેદન છે. આથી જીવને સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય ને સાયુજ્ય ભક્તિ પ્રાપ્ય બને છે.

ગોપીભાવવાળી પ્રેમલક્ષણાભક્તિની આ સંપ્રદાયમાં વિશેષતા છે. કૃષ્ણ રસાનંદ સુંદર છે. એની લીલાનું દર્શન ને કથન એ જ પુષ્ટિમાર્ગના ભક્તોની જીવનદૃષ્ટિ છે. ભાગવતનો દશમ સ્કંધ આની સાક્ષીરૂપ છે.

---

૬ ભાગવત સ્કંધ ૨, અધ્યાય ૧૦

<u>ષડદર્શન</u> :-

ષડદર્શનનો અર્થ છે – છ દર્શન સંપ્રદાય, એમાં ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, કર્મમીમાંસા કે પૂર્વમીમાંસા કે મીમાંસા અને ઉત્તરમીમાંસા કે વેદાંત. આ બધા વૈદિક દર્શનો છે. એનો જન્મ વેદમાંથી છે. એને આસ્તિક દર્શન કહે છે. આસ્તિકનો અર્થ છે ચાર વેદમાં માનવાવાળા. આની વિરુદ્ધમાં વેદમાં નમાનવાવાળા છ નાસ્તિક દર્શનો છે– ચાર્વાક, જૈન, વૈભાષિક, સૌત્રાંતિક, યોગાચાર કે વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ, અંતિમ ચાર બૌદ્ધદર્શનના સંપ્રદાયો છે. વસ્તુતઃ નાસ્તિક દર્શન ત્રણ છે. નાસ્તિક ષડ્દર્શનનું નામ "સર્વદર્શનસંગ્રહ" ના કર્તા મધ્વાચાર્યે આસ્તિક ષડ્દર્શનો સામે આપ્યું છે.

ન્યાય પ્રમાણેની વૈશેષિક વસ્તુઓના વિશેષની, સાંખ્ય ચેતન-અચેતનના ભેદની, તથા વિકાસની, યોગ સાધનાની, મીમાંસા કર્મની, અને વેદાંત બ્રહ્મ કે આત્માની વિવેચના કરે છે.

આ છ દર્શનોના નિંદક ને પ્રશંસકો ભારતમાં પાક્યા છે. કબીરે વર્ણ, આશ્રમ અને ષડ્દર્શનોને પોતાની વાણીમાં મહત્ત્વના નથી ગણ્યા.

ગુરુ ભૂલે ષડ્દર્શન ભાઈ પાખન્ડ ભેષ રહે લપટાઈ ।[૬]

સામાન્ય રીતે સંતોએ [સગુણોપાસકો– એ] ષડ્દર્શનની મર્યાદા નિર્ગુણોપાસકો કરતાં અધિક રાખી છે. નિર્ગુણમત-વાદીઓએ પણ એનું ખંડન કર્યું છે.

પાખ વિવાદે લુપ્ત હુએ સબ ગ્રન્થ [૭]

જે નિર્ગુણવાદીઓએ ષડ્દર્શનોનો અભ્યાસ કર્યો છે એવા દાદૂ-પરંપરાના સંતોએ, જેમાં રાઘોદાસ, સુંદરદાસ અને નિશ્ચલદાસ મુખ્ય છે.

---

૬. કબીર. ૭. તુલસીદાસ.

સાંખ્ય ન્યાયમેં શ્રમ કિયો, પઢિ વ્યાકરણ અશેષ.
પઢે ગ્રંથ અદ્વૈતકે, રહે ન એકહુ શેષ . ૮

આધુનિક ભારતીય સાહિત્યમાં રહસ્યવાદ ને છાયાવાદ અદ્વૈતવાદ પર વિશેષ નિર્ભર છે.

૮ " દર્શનોના છ સૂત્રકાર આચાર્ય છે. "સાંખ્યસૂત્ર" કપિલમુનિનું, પતંજલિનું "યોગસૂત્ર" ગૌતમનું "ન્યાયસૂત્ર", કણાદનું "વૈશેષિક સૂત્ર", જૈમિનિનું " મીમાંસાસૂત્ર" ને બાદરાયણનું " બ્રહ્મસૂત્ર" છે.

<u>વજ્રયાન :-</u>

વજ્રયાન શબ્દમાં "વજ્ર શબ્દનો અર્થ સમજવો જરૂરી છે.

સિધ્ધોની સાધનામાં શૂન્યનો પૂરક વજ્ર છે. દૃઢતા, અભેદ્યતા, વગેરે જ વજ્રનાં લક્ષણ શૂન્યતામાં છે. બૌધ્ધ ધર્મનું રૂપ વજ્રયાન છે, જે દેવતા મંત્ર, ગુહ્ય, સાધનાઓ અને અભિચાર વગેરે તાંત્રિક પ્રવૃત્તિઓથી યુક્ત છે. "દોહાકોષ તથા "ચર્યાકોષ" ના લેખક આચાર્ય સિધ્ધાચાર્ય વજ્રયાનના અનુયાયી હતા. વજ્રયાન ક્યારે સૂત્રબધ્ધ થયો એ માટે પ્રમાણભૂત સામગ્રી મળવી મુશ્કેલ છે. ઇ.સ. ૬ઠી સદીમાં ભારતના ત્યારે લગભગ બધા વાદો, સંપ્રદાયો ને ધાર્મિક પ્રણાલીઓમાં તંત્રવાદની છાયા પડેલી હતી.

બુધ્ધના સમયમાં પણ ચમત્કારોનો ઉલ્લેખ છે. કેટલાક બૌધ્ધ-સાધુઓ એમાં માનતા હતા, પણ બુધ્ધે એની નિંદા કરેલી. મહાયાનની બે શાખામાં ૧. પારમિતા- નય ૨. મંત્રનયમાં વજ્રયાનનાં મૂળ મળે છે. આ પરથી સૂત્રો ને મંત્રોનું પ્રચલન ભારતમાં કેવું પ્રબળ હતું એનો ખ્યાલ મળે છે. વસ્તુત: મંત્રયાન એ મહાયાનનું વજ્રયાનમાં સંક્રમણ જ છે. વજ્રયાન પૂર્ણ વિકાસ સાથે મંત્રયાનને પણ સ્મરણમાં આવતો.

---

૮. નિશ્ચલદાસ .

અદ્વયવજ્ર ને અન્ય સિધ્ધાચાર્યો એનો ઉલ્લેખ કરે છે. મંત્રયાન નામનો તિરસ્કાર ન થયો, પણ વજ્રની એક સર્વવ્યાપી કલ્પના બૌધ્ધ તંત્રવાદ માં એટલી પ્રબલ છે કે : શૂન્યને જ વજ્ર કહેવામાં આવ્યું. આ વજ્રયાન -માં સાધકની માનસિક વિકાસ દશા પ્રમાણે ક્રિયા, કર્મ, યોગની સાધના નો નિર્દેશ છે.

વજ્રયાનના છ પ્રધાન ભેદ છે :-

ક્રિયા-તંત્ર-યાન, ચર્યા-તંત્ર-યાન, યોગ-તંત્ર-યાન, પછી યોગ-તંત્ર-યાનના ત્રણભેદ

મહાયોગ-તંત્ર-યાન    અનુત્તર-યોગ-તંત્ર-યાન    અતિયોગ-તંત્ર-યાન

તિબેટની પરંપરાઓમાં આ ભેદ છે. ભારતમાં વજ્રયાનમાં તો માત્ર ક્રિયા, ચર્યા, યોગ ને અનુત્તરને પ્રચલિત ગણવામાં આવ્યું છે.

<u>સહજિયા સંપ્રદાય</u> :-

सहजायते इति सहज:

જે સહજમાં આસ્થા રાખે છે તે સહજધર્મી છે. નિર્વાણને બુધ્ધે જીવનનું પરમ લક્ષ ગણ્યું છે. નિર્વાણ ને કોઇએ શૂન્ય, કોઇએ "વિજ્ઞપ્તિ માત્ર" ને કોઇએ "મહાસુખ", કોઇએ "વજ્રધાતુ" કે "વજ્રસત્ત્વ" કહ્યું છે.

સહજને બૌધ્ધ સિધ્ધોએ "સહજાનંદ" કે "સહજસુખ" કહ્યું છે એ સ્થિતિને પ્રજ્ઞાનું નામ આપ્યું છે. પ્રજ્ઞાને ઉપાય પણ કહે છે.[10]

---

૧૦. શૂન્યતા અને કરુણા, બૌધ્ધ મતના મૂલ-મંત્ર હતા. અને એ બંનેના સંયોગની સ્થિતિને બૌધ્ધ સાધક આદર્શ સ્થિતિ માનતા હતા. વજ્રયાનીઓ અને સહજિયાઓએ શૂન્યતાને પ્રજ્ઞા અને કરુણાને ઉપાયનું નામ આપી દીધું અને તેઓ માનવા લાગ્યા કે પ્રજ્ઞા ને ઉપાય

: વધુ ફુટ નોટ પાના ઉપર :

સહસ્ત્રાર, શિવ, મૂલાધાર– માં શક્તિની કલ્પના શૈવ તાંત્રિકોએ કરી એ દ્વારા શિવમાં મિલન ઇષ્ટ ગણ્યું, તો બૌધ્ધ તાંત્રિકોએ "પ્રજ્ઞા" માટે બાહ્ય સાધનોની જરુર બતાવી છે. ચૌરાશીમાં પાટધર્મી[11] તરીકે જે છે તેના મૂળ કંઇક આમાં છે.

એના સાધકોનું મુખ્ય કાર્યક્ષેત્ર બંગાળ, બિહારમાં હતું–૧૧–મી સદી સુધી; "સહજ" ની વ્યાખ્યા કરનાર બંગાળના કવિ ચંડિદાસ છે. એમણે વૈષ્ણવ સહજયાન જેવું સાંપ્રદાયિક અર્પણ કર્યું છે. જયદેવ પણ એમાં– ખરા– એમ કેટલાકની માન્યતા છે. આ રીતે પ્રેમભાવ–ની શુધ્ધિ ને ગાંભીર્યભરી પ્રેમસાધનાની દ્રષ્ટિએ વૈષ્ણવ સહજિયા લોકોની તુલના સૂફીઓની સાથે પણ કરવામાં આવી છે.

આ લોકો બંગાળના બાઉલોથી ભિન્ન છે. બાઉલોનો પ્રેમ "મનેર માનુષ" પ્રતિ છે, એને જ આત્મ સાધનાનું રૂપ ગણવામાં આવ્યું છે. એની પ્રેમ સાધના તત્ત્વતઃ અદ્વૈતભાવના પર આશ્રિત છે.

---

પાના        પરની ફુટનોટ ચાલુ :–

— નું નામ આપી દીધું અને તેઓ માનવા લાગ્યા કે પ્રજ્ઞાને ઉપાય વચ્ચે નારી – નર જેવો સંબંધ છે. એટલે ઉપાય નું પ્રતિક સાધક સ્વયં બની ગયો. પ્રજ્ઞાનું પ્રતિનિધિત્વ કોઇ સ્ત્રી શોધી લેવાથી થઇ જતું. એ સ્ત્રી સાધકની મહામુદ્રા કહેવાતી હતી. એવી સ્ત્રીઓને સિધ્ધોનાં ચર્યાં પદોમાં સંબોધનો થયાં છે. એવા સંબોધનોમાં ડોંબી, ચંડાલી, શબરી, યોગિની, જેવા શબ્દો –નો વ્યવહાર થતો હતો.

૧૧. પાટધર્મ વિષે આ ખંડઃ ૧ ના પ્રકરણ ૨ માં વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે.

<u>બંગાળનો બાઉલ સંપ્રદાય:-</u>

ગામડાઓમાં ગીતો ગાઇને જીવન વ્યવહાર કરનારા બંગાળના "બાઉલો" જાણીતા છે. સૌરાષ્ટ્રમાં આમ જીવન વ્યતીત કરનારા "ભરથરી" તરીકે જાણીતા છે. એમાંના કેટલાક હિંદુ તો કેટલાક મુસલમાનો છે. અધિકતર બાઉલ હિંદુ છે, વૈષ્ણવ છે, તો સૂફી તરીકે મુસ્લિમ બાઉલ પણ કેટલાંક હોય છે. એ દિવ્યપ્રેમની ખોજમાં જીવનપર્યંત ભમે છે. "બાઉલ" શબ્દનું હિંદી રૂપ બાઉર, બાવલા, "બૌરા", "બાવરા" છે જે મૂળ વ્યાકુળ શબ્દમાંથી નિષ્પન્ન છે એમ મનાય છે.

૧૫મી સદીમાં બાઉલનો પરિચય થાય છે. પશ્ચિમ બંગાળમાં નદી કિનારા પર એનો વસવાટ હતો. તેઓ પોતાને પક્ષીજાતિના કહે છે; માનવજાતિના નહીં. એનાં ગીતોની કોઇ લિખિત પરંપરા નથી: બાઉલોના સિધ્ધાંતોમાં બૌધ્ધ, સૂફીઓની છાયા છે. તેઓ " મનેર માનુષ " ના સાધકો છે:

" કો થાય પાબ તારે, આમાર મનેર માનુષ યે રે ।

માનવોપરિ પરમાત્મા નહિ પણ ઉત્તમ મનુષ્યરૂપની ઝંખના બાઉલોને છે. આ રીતે " મનેર માનુષ" ની કલ્પના એનું અર્પણ છે. બાઉલ ગીતો માટે કવિવર રવીન્દ્રનાથ ટાગોર ને પણ અનહદ પ્રેમ હતો. બાઉલો પોતાની વાણી કોઇ અક્ષરસ્થ કરે તો પાપ માને છે. છતાંય આચાર્ય ક્ષિતિમોહન સેને બાઉલવાણી અક્ષરસ્થ કરવા ખૂબ જ જહેમત ઉઠાવી હતી.[૧૨]

<u>બાવરી પંથ :-</u>

બાવરીનો પંથ પગલી-પાગલ -છે. એ પંથની સ્થાપના કરનાર "બાવરી સાહિબા" છે.

---

૧૨. જુઓ. મીડાઇવલ મિસ્ટીસિઝમ ઓફ ઇન્ડિયા -"ક્ષિતિમોહનસેન"

એના પ્રવર્તક ત્રણ સાધકો છે. આ સાધકો વિશેષતઃ ગાઝીપુર જીલ્લાના પટના ગામના નિવાસી હતા. તેઓ રામાનંદથી ઓળખાય છે. દયાનંદ ને માયાનંદ જેવા સાધકો પછી વીરુ સાહેબે ખ્યાતિ મેળવી છે. એ પછી યારી સાહેબ, કેશોદાસ, બૂલા સાહેબ : ઇ.સ. ૧૬૩૨ થી ૧૭૦૯ : ગુલાલ સાહેબ,: મૃત્યુ ઇ.સ. ૧૭૫૯ : ભીખા સાહેબ,: મૃત્યુ ઇ.સ. ૧૭૯૧: ચતુર્ભુજ સાહેબ,: મૃત્યુ ઇ.સ. ૧૮૧૮:, નરસિંહ સાહેબ,: મૃત્યુ ૧૮૯૨ : જયનારાયણ સાહેબ : મૃત્યુ ૧૯૨૪: થઇ ગયા. આમ પરંપરા ચાલે છે.

નૈતિકતા ને સદાચાર આ પંથનો સંદેશ છે. આચરણની શુધ્ધિ પર એમાં વિશેષ ભાર છે. એનો પ્રચાર બહુ નથી. અજપાજાપને એ મહત્ત્વનો ગણે છે. ગુરુકૃપા પર અવશ્ય શ્રધ્ધા રાખવી ઘટે એવું એમાં માન્ય છે. સ્વાનુભૂતિ, સુરતીશબ્દયોગ, કે ચતુર્થપદની પ્રાપ્તિ એમાં ગુરુકૃપા વિના શક્ય નથી. બ્રહ્મ-સાક્ષાત્કાર નામ જપથી શક્ય છે. સત્સંગનો મહિમા, બ્રહ્મના અવિનાશી તત્ત્વનું ગ્રહણ એ પંથમાં મગ છે.

બાવરી પંથમાં લગભગ ૧૫ જેટલાં સંતકવિઓ થયા છે. એમાં ઉલ્લેખનીય ગણી શકાય એવા આ પ્રમાણે છે : વીરુ સાહેબ, યારી સાહેબ કેશવદાસ, બૂલા સાહેબ, ગુલાલ સાહેબ, ભીખા સાહેબ તથા પલટુ સાહેબ છે.

નેવલદાસ, પ્રેમદાસ, દેવીદાસ, પહલવાનદાસ, દેવકીનંદન, આદિ બાવરીપંથી ભક્તકવિઓ ની કૃતિઓ હજુ અપ્રકટ છે. આ સંપ્રદાય ઉત્તર ભારતનો છે. પણ સૌરાષ્ટ્ર – ગુજરાતના યાત્રિકોની પદાવલીઓમાં આ પંથની છાયા કદાચ પ્રવેશી હોય એમ માની શકાય. એથી એનો ઉલ્લેખ કરવો અહીં આવશ્યક ગણ્યો છે.

<u>નિરંજન સંપ્રદાય :–</u>

અંજન રહિત એટલે નિરંજન. નિર્લિપ્ત, માયાવિનિર્મુક્ત– એવો

નિરંજનનો અર્થ થાય છે.

"હઠયોગ-પ્રદીપિકા" માં નાદાનુસંધાન પછી ચિત્ત નિરંજનમાં વિલીન થઇ જાય છે એક કહ્યું છે. "ગોરખસિધ્ધાંત સંગ્રહ"માં નિરંજનના સાક્ષાત્કારને જ પરમપદ ગણ્યું છે.

વિદ્વાનોનું માનવું છે કે ઉડીસાનો ઉત્તરભાગ, રેવાનો પ્રદેશ છોટાનાગપુર, ને પશ્ચિમ બંગાળમાં આદિવાસીઓનો નિરંજની સંપ્રદાય પ્રચલિત હતો, જેનો આરાધ્યદેવ ધર્મ કે નિરંજન છે. એની શાખાઓ રાજસ્થાન સુધી ફેલાઇ હતી. અલક્ષ નિરંજન હોવાથી નિરંજનને અલખનિરંજન તરીકે પણ ઓળખવામાં આવે છે. સિધ્ધો પણ નિરંજનનો અર્થ શૂન્યરૂપ પરમાત્મા કરે છે. તિલોપાન કહે છેઃ

" હઉં જગ, હઉં બુધ્ધ, હઉં નિરંજન "

— સાધકે આ પ્રમાણે નિરંજન સ્વરૂપ પોતાને ગણવો. કાન્હપાએ પણ નિરંજન એટલે શૂન્યતત્ત્વ કહ્યું છે.

કબીર પણ નિરંજન શબ્દ દ્વારા નિરંજન રૂપ પરમાત્માને સ્મરે છે. કબીર તો આદિપુરુષ વૃક્ષરૂપ ને એની ડાળીરૂપે નિરંજનને કલ્પ્યા છે. : "બીજક- કબીરઃ પાછળથી એનો અનાદર પણ કબીર પંથમાં થયેલો જાણી શકાય છે.

"નિરંજન સંપ્રદાયનું" નામકરણ નિરંજન ભગવાનના નામ પરથી થયું છે. એના જન્મ વિષે જાણી શકાતું નથી. પીતાંબરદત્ત બડથ્વાલ ને પરશુરામ ચતુર્વેદી જેવા વિદ્વાનો નિરંજન સંપ્રદાયને ને નાથ સંપ્રદાયને નિર્ગુણ સંપ્રદાયની " એક શૃંખલા" માને છે. એનો પ્રથમ પ્રચાર ઉડીસામાં થયો છે.

બાર મુખ્ય પ્રચારકો નિરંજની સંપ્રદાયમાં છે. ૧. લપટ્યો જગન્નાથદાસ, ૨. શ્યામદાસ, ૩. કાન્હડદાસ, ૪. ધ્યાનદાસ, ૫. ખેમદાસ, ૬. જગજીવન, ૭. તુરસીદાસ, ૮. આનંદદાસ, ૯. પૂરણદાસ,

૧૦. મોહનદાસ, ૧૧. હરિદાસ ક્રમશ: એમના નિવાસસ્થાન: ૧. ઘરોલી
૨. દત્તવાસ, ૩. ચાકૂસં, ૪. લિવાલી, ૫. દેવપૂર, ૬. શેરપૂર,
૭. લંભોર, ૮. સિંવહાડ, ૯. ટોડી, ૧૦. ઝારી, ૧૧. ડીડવાલે.

આ બધા સાધકોમાં હરિદાસનું સ્થાન શ્રેષ્ઠ છે. એનું મૃત્યુ સં: ૧૭૦૦ માં છે. દાદૂએ પણ એની સારી ખ્યાતિ અંગે ઉલ્લેખ કર્યો છે. આ હરિદાસજીને ગોરખનાથ, કબીર, ભર્તૃહરિ, ગોપીચંદ પર ખૂબ શ્રદ્ધા હતી.

નિરંજન સંપ્રદાયે અવળવાણીને ખૂબજ મહત્ત્વ આપ્યું છે.

સાધકે વૃત્તિઓને અંતરિક બનાવીને નિરંજનમાં મનને કેન્દ્રીય કરવું પડે ત્યારેજ તમસ ગુણ, ઇંદ્રિયો, મન ને વાણી સ્વવશ રહી શકે. ઇડા ને પિંગલા નાડીઓને વચ્ચે સુષુમ્ણાને જાગ્રત કરવી ને એ રીતે અનાહત-નાદનું શ્રવણ કરવું, શૂન્યમંડળમાં પ્રવેશ કરી અમૃતપાન કરવું એ સાચા યોગીની જીવન પદ્ધતિ છે. નામરૂપી દોરથી નિરંજન સાથે સાયુજ્ય પ્રાપ્ત કરવું. પરમતત્ત્વ વડે કે નિરંજન ઉત્પન્ન થતું નથી કે નષ્ટ થતું નથી. નિરંજન અગોચર, અગમ ને અલખરૂપ છે. એ નિત્યાચલ છે.

નિરંજની સંપ્રદાય વેદાંતથી પ્રભાવિત નાથ સંપ્રદાયનો વિકાસરૂપ પંથ છે. એમાં દૃષ્ટિપૂત ઔદાર્ય છે.

હરિદાસ નિરંજની સંપ્રદાયના ગણનાપાત્ર "સર્વશ્રેષ્ઠ" કવિ છે. " શ્રી હરિપુરુષજીકી વાણી" થી એમનો ગ્રંથ છે. " શાંત સરસી" તથા "નિરંજન સંગ્રહ" નિપટ નિરંજન નામના સિદ્ધ પુરુષના ગ્રંથો પણ છે. ભગવાનદાસ નિરંજનીનો "અમૃતધારા" : સં: ૧૭૨૮: "પ્રેમપદાર્થ" " ગીતા મહાત્મ્ય": સં.: ૧૭૪૦: ઉલ્લેખનીય છે. " ભર્તૃહરિશતક"નો એમનો હિંદી અનુવાદ છે. તુરસીદાસ નિરંજની સંપ્રદાયના " સમર્થ" કવિ તરીકે જાણીતા છે. એની ૪૨૦૨ સાખીઓ, ૪૬૧ પદો અને ૪ નાની રચનાઓનો સંગ્રહ પીતાંબરદત્ત બડ્થ્વાલે કરેલ છે. સેવાદાસના

૩૫૬૧ સાખિયો, ૪૦૨ પદો, ૩૯૯ કુંડળિયા અને ૧૦ ગ્રંથના ઉલ્લેખ છે. આમ આ સંપ્રદાયે ગણનીય પદ-સાહિત્ય સર્જકો આપ્યા છે.[૧૩]

કબીર પંથ :-

આ સંપ્રદાયના સ્થાપક કબીર ગણી શકાય? કબીર તો કોઇ પંથના સર્જક તરીકે પોતાને ગણવામાં માનતા હતા કે કેમ એ પ્રશ્ન તો છે જ, છતાંય એમના ભક્તો ને શિષ્યોએ કબીરના સિધ્ધાંતોથી પોતે પ્રભાવિત થયા હતા એ માટે પોતાને કબીરપંથી કહ્યા, ને એ રીતે કબીરસંપ્રદાય અસ્તિત્વમાં આવ્યો. હશે એમ માની શકાય.

સૌરાષ્ટ્ર-ગુજરાત અને ઉત્તરભારતમાં આ પંથ સારી રીતે પ્રચલિત છે.

કબીરપંથની અનેક શાખાઓમાં ૧. કાશી શાખા ને ૨. છતીસગઢી શાખા કે ધર્મીતી શાખા જાણીતી છે.

કબીરના સ્વરૂપને કાર્યને અલૌકિક ગણીને એનું મહત્ત્વ આ પંથમાં છે. છત્તીસગઢી શાખામાં તંત્રવિદ્યાની છાયા છે. એના "ચોકાવિધિ ને "જોતપ્રસાદ" "પરવાના" આદિ કૃતિઓ ગુજરાતની ભજન પરંપરામાં જાણીતી છે. " કબીર બીજક" માં ગૂઢ શબ્દાર્થના સંકેતો આપવામાં આવ્યા છે. કબીરનો સદ્દગુરુ તરીકે સ્વીકાર અને ગુરુપૂજાનું મહત્ત્વ કબીરપંથમાં છે.

ઉત્તરપ્રદેશ, રાજપૂતાના, મધ્યપ્રદેશ અને બિહારમાં એના કેટલાક નિર્ગુણી ગીતો ઉપલબ્ધ છે જેની અંતિમ પંક્તિઓમાં કબીરની છાપ મળે છે.

" કહે કબીર સુનો ભઇ સાધો" એવી પંક્તિઓવાળા ગીતોને હિંદીમાં "કબીરા" તરીકે ઓળખવામાં આવે છે. એમાં કબીરની લોકપ્રિયતા મુખ્ય છે. એ રીતે અન્ય દૃષ્ટિથી જોતાં કબીરની વાણીનો અપરોક્ષરૂપમાં

૧૩. સહાયક ગ્રંથ "ઉતરભારતકી સંતપરંપરા" લે. પરશુરામ ચતુર્વેદી.

પ્રભાવ છે એ ગીતોમાં. નિમ્ન જાતિના લોકગાયકો એકતારો ને મંજીરા લઇને અનેક રાતો આ ભજનો ગાવામાં ગાળે છે. રામદેપીરના ભગતો પણ "કબીરા" ગાવામાં ગૌરવ અનુભવે છે. "કબીરા" કબીરની રચનાઓ નથી એમ કેટલાક કહે છે.[14]

<u>રાધાવલ્લભી સંપ્રદાય :-</u>

આ સંપ્રદાયના સ્થાપક ગોસ્વામી હિત હરિવંશ હતા. "હિત" એમનું ઉપનામ હતું. હિત" શબ્દ માંગલિક પ્રેમનું પ્રતીક છે એટલે કોઇક એને હરિવંશી સંપ્રદાય પણ કહે છે. આ સંપ્રદાયનો કોઇ દાર્શનિક મતવાદ નથી, આ માત્ર સાધના માર્ગ છે.

"હિતચોરાસી" અને "રાધા-સુધાનિધિ" : સંસ્કૃતઃ હિત હરિવંશની કૃતિઓમાં આ સંપ્રદાયનો સાધનામાર્ગ સુલભ છે. નાભાદાસે "ભક્તમાલા" માં હરિવંશની ભજનરીતિને ગૂઢ ને રહસ્યમયી કહી છે. રાધા-કૃષ્ણની ઉપાસના અહીં અભિપ્રેત છે. રાધાને પ્રધાનતા સંપ્રદાયે આપી છે. અધ્યાત્મપક્ષનો વિવેચનાત્મક દ્રષ્ટિકોણ અહીં ઓછો છે. માત્ર પ્રેમભક્તિનું પ્રતિષ્ઠાપન સંપ્રદાય કરે છે. અહીં રાધા-કૃષ્ણના વિયોગની ભાવના ગેય નથી. પ્રેમ એ "યુગલરુપ" ગણવામાં આવ્યો છે. એ પ્રેમ અદ્વૈતરૂપ છે.

યત્કિઞ્ચિત દૃશ્યતે સૃષ્ટૌ સર્વં હિતમયં વિદુઃ

——— હરિવંશે પોતાનો આ રસસિધ્ધાંત પ્રકટ કર્યો છે. આ રીતે "હિત"- પ્રેમ- એ પારિભાષિક અર્થમાં ઘટાવવાનો છે. રસરૂપ બ્રહ્મ અવતાર કૃષ્ણને ગણવામાં આવ્યા છે.

14 સહાયક ગ્રંથ" ઉત્તરભારતકી સંતપરંપરા" લે. પરશુરામ ચતુર્વેદી.

રાધાવલ્લભના આ રસમય રૂપના બે પ્રકાર

:૧: વ્રજરસમાં ગોપીનો ઉપરતિપ્રેમ – જારપ્રેમ.

:૨: નિકુંજરસ – નિત્ય અખંડ, સદા એકરસ એવો પ્રેમ છે.

નિકુંજ–રસમાં "સ્વ" ને "પર" ના કોઇ ભેદ નથી. એ રસ કેવળ વૃંદાવનમાં દૃષ્ટિગોચર થાય છે. આને કોઇ વૃંદાવન–રસ પણ કહે છે. પરમ તત્ત્વ–રસરૂપ રાધાવલ્લભ જ નિત્ય, સત્ય ને સચ્ચિદાનંદઘન છે. સૌંદર્ય, માધુર્ય રસ અને આનંદની એ સીમા છે. એ જ પરબ્રહ્મ––બ્રહ્મના પણ બ્રહ્મ છે. તે અવતારી છે, અવતાર નથી; અગ્નિસ્ફુલિંગવત્ બધા અવતાર એનાથી જ નિઃસૃત છે. સૃષ્ટિપાલન અને પ્રલયથી એને કોઇ પ્રયોજન નથી, કારણ તેઓ નિત્ય રસમગ્ન છે.

આ મતમાં "હિત" જ બ્રહ્મ છે, જડ "જંગમ સૃષ્ટિ હિત–રૂપ છે, હિતનું જ સ્થૂલરૂપ છે. નિત્ય "હિત" જ અનેક વિધ રૂપોમાં સંચારી ભાવોથી પ્રાપ્ત છે.

રાધાવલ્લભી મતમાં "કૃષ્ણ"–પુરુષ છે તો "રાધા" પ્રકૃતિ છે. રાધા નિત્યવિહારી કૃષ્ણ–પુરુષની હ્લાદિની પ્રેમશક્તિ છે. સમસ્ત જગત આ યુગલસ્વરૂપનું પ્રતિબિંબ છે. જીવ પ્રેમરૂપા ગોપી છે. નિજરૂપના સ્મરણ માટે પ્રેમરસની સાધનામાં ભક્તનાં બે શરીર છે. ૧. સાધન શરીર, ૨. સિદ્ધ કે દિવ્ય સ્વરૂપ.

સાધનસ્વરૂપ દ્વારા મનમાં પ્રેમભાવને દૃઢ કરી શકાય. એ રીતે ભક્ત–મન પોતાના કોઇ દિવ્ય શરીરની ભાવના કરે છે. રાધાવલ્લભી ભક્તિમાં સખીભાવ છે.

હિત હરિવંશ :સં. ૧૫૦૨ – ૧૫૫૨: શ્રી કૃષ્ણની વંશીના અવતાર કહેવાયા છે. પહેલાં તે મધ્વ–સંપ્રદાયના અનુયાયી હતા. વૃંદાવન જતાં એક બ્રાહ્મણે પોતાની બે કન્યાઓ અને કૃષ્ણનીમૂર્તિ એમને અર્પણ કરી. એ મૂર્તિને "રાધાવલ્લભ" તરીકે સ્થાપી ને એનો

પાટમહોત્સવ સં. ૧૫૩૪ માં એમણે કર્યો. આ પછી આ સંપ્રદાયનું સ્વરૂપ વિકસ્યું છે.

<u>ભાગવત ધર્મ</u>

ભાગવતધર્મ વૈષ્ણવધર્મ કે વૈષ્ણવસંપ્રદાય તરીકે જાણીતો છે. એ ધર્મનું પ્રાચીન નામ ભાગવતધર્મ કે પંચરાત્ર મત છે. એના ઉપાસ્ય વાસુદેવ છે. વાસુદેવને ભગવાન કે ભગવત તરીકે ગણવામાં આવ્યા, કારણ જ્ઞાન, શક્તિ, બળ, વીર્ય, ઐશ્વર્ય અને તેજ આ છ ગુણોથી એ સંપન્ન છે. ભગવતના ઉપાસકો ભાગવત કહેવાય છે.

આ સંપ્રદાયને પંચરાત્ર નામ મળ્યું એ સંબંધમાં અનેક મતો વ્યક્ત થયા છે. મહાભારતના શાંતિપર્વ પ્રમાણે :૩૩૯:૧૧-૧૨: ચાર વેદ ને સાંખ્યનો સમાવેશ થતાં આ નારાયણીય મહોપનિષદ્ પંચરાત્ર કહેવાયું. નારદ-પંચરાત્ર પ્રમાણે, બ્રહ્મ, મુક્તિ, ભોગ, યોગ અને સંસાર પાંચ વિષયોના "રાત્ર" એટલે કે જ્ઞાન હોવાથી પંચરાત્ર કહેવાય છે.

"ઇશ્વરસંહિતા", "પાદ્મતંત્ર", વિષ્ણુસંહિતા અને "પરમસંહિતા" સૂત ને ગર્ગસંહિતામાં પણ ભિન્ન ભિન્ન પ્રકારે "પંચરાત્ર" વિશે માન્યતાઓ પ્રકટી છે. "શતપથબ્રાહ્મણ" :૧૩:૬:૧: પ્રમાણે સત્રની પાંચ રાતોમાં આ ધર્મની વ્યાખ્યા કરવામાં આવી છે. આ ધર્મના "સાત્વત" ને "ઐકાન્તિક" નામો પણ જાણીતાં છે.

ઇ.સ.પૂ. ૬૦૦ આસપાસ યજ્ઞોની હિંસાનો પ્રતિકાર બૌદ્ધ ને જૈન ધર્મે કર્યો છે. એ વખતે ઉપાસનાપ્રધાન શાંત ધર્મ વિકસી રહ્યો હતો, જે "વૃષ્ણિવંશી" [ભાગવતને સંહિતા કહી છે] ક્ષત્રિયોની સાત્વત જાતિઓમાં સીમિત હતો. વૈદિક પરંપરાનો એણે પરોક્ષ વિરોધ કરવા પોતાના ધર્મને અહિંસાપરાયણ બનાવ્યો, છતાં

પીડનાત્મક કે પ્રચારાત્મક વલણોથી આ સંપ્રદાય દૂર રહ્યો છે. ઇ.સ. પૂ. ૪થી સદીમાં પાણિનિની "અષ્ટાધ્યાયી" માં "વાસુદેવાર્જુનાભ્યાં" વાળા સૂત્રથી વાસુદેવના ઉપાસકોની જાણ થાય છે. ઇ.સ.પૂ. ૩જી ને ૪થી સદીથી પહેલી સદી સુધી વાસુદેવોપાસના વિશે સારાં પ્રમાણો પ્રાચીન સાહિત્યમાં ને પુરાણોમાં ઉપલબ્ધ છે.

અરિષ્ટનેમિ ને વાસુદેવનો ઉલ્લેખ જૈનોના સાહિત્યમાં છે. બૌધ્ધ જાતકોમાં પણ વાસુદેવની કથા કહેવામાં આવી છે. બૌધ્ધ કથા સાહિત્યે "ચુલ્લનિદ્દેશ" માં વાસુદેવની ઉપાસના કરનારા વાસુદેવકોનો સ્મરવામાં આવ્યા છે. આથી ઇ.સ.પૂ. ત્રીજી ને ચોથી સદીમાં આ વાસુદેવ સંપ્રદાય વિદ્યમાન હતો. ચંદ્રગુપ્તની રાજસભાના રાજદૂત મેગેસ્થનિજે શૌરસેની જાતિમાં જે યમુના નદીને કિનારે વસતી હતી તે મથુરા ને કૃષ્ણપુરના લોકો "હેરાક્લીજ" ["કૃષ્ણ"] ની પૂજા કરનારા હતા એવો ઉલ્લેખ કર્યો છે.

ભાગવતધર્મનું નામ પણ વાસુદેવ સાથે જ ઇ.સ.પૂ. બીજી-ત્રીજી સદીમાં પ્રકટ થઇ ચૂકેલું.

દક્ષિણના તામીલ સાહિત્યમાં પણ વાસુદેવ, કૃષ્ણ તથા સંકર્ષણના ઉલ્લેખ મળે છે.સનકાદિ અને નારદ આ ધર્મના સ્થાપક છે.

ભાગવત ધર્મ શરૂમાં ક્ષત્રિયોએ સ્થાપેલો અબ્રાહ્મણ ઉપાસના માર્ગ છે. પરંતુ કાલાન્તરો માં કદાચ બૌધ્ધ-જૈનોના નાસ્તિક પ્રચાર સામે સામે ટકી રહેવા ભાગવત ધર્મને બ્રાહ્મણોએ અપનાવી લીધેલો અને વૈષ્ણવ કે નારાયણીય ધર્મરૂપમાં એનું વિધિવત્ સંઘટન કર્યું. "મહાભારત" ના શાન્તિપર્વના નારાયણીય ઉપાખ્યાનમાં આ નવીન ધર્મને વૈષ્ણવ યજ્ઞ કહેવામાં આવ્યો છે. વૈદિક કર્મકાંડના પ્રવૃત્તિ માર્ગ સામે આ ધર્મ નિવૃત્તિમાર્ગરૂપે અસ્તિત્વમાં આવ્યો છે. આ વૈષ્ણવયજ્ઞમાં પશુવધની

મનાઇ છે, પણ તપ, અહિંસા, સત્ય અને ઇંદ્રિયસંયમ પર ભાર મૂકવામાં આવ્યો, મહાભારતમાં વિષ્ણુ ને વાસુદેવને અભિન્ન ગણવામાં આવ્યા ને કૃષ્ણને બીજા વાસુદેવના અવતાર તરીકે સ્વીકૃતિ આપવામાં આવી છે. ઋગ્વેદ વિષ્ણુ શબ્દ પ્રાપ્ત થાય છે. [૧૫]

तदस्य प्रियमभि पाथो अस्यां नरो यत्र देवयवो मदन्ति ।
उरुक्रमस्य स हि बन्धुरित्था विष्णोः पदे परम मध्व उत्सः ॥

ઋગ્વેદસંહિતા શ્રીમત્સાયણાચાર્ય વિરચિત ભાષ્યસમેત, પ્રથમો ભાગ : પૃષ્ઠ ૯૩૨ :

પ્રકાશક વૈદિક સંશોધન મંડળ તિલક સ્મારક મંદિર, પૂના ૨ મંડલ ૧ અધ્યાય ૨૧ સૂક્ત ૧૫૪ પાંચમી કંડીકા આવૃત્તિ ૧૯૩૩.

---

૧૫— .... Vishnu is only a deity of the fourth rank, less frequently invoked than Surya (सूर्य) Savitri, and Pushan (पूषन्) in the Rigveda (ऋग्वेद), but historically he is the most important of the solar deities. For he is one of the two great Gods of modern Hinduism. The essential feature of his character is that he takes three strides, which doubtless represent the course of the sun through the three divisions of the universe. His highest step is heaven, where the Gods and the fathers dwell. For this abode the poet expresses his longing in the following words (i. 154,5) May I attain to that, his well-loved dwelling, where men devoted to the Gods are blessed: In Vishnu's highest step-he is our Kinsman, of mighty stride - there is a spring of nectar".

A history of Sanskrit Literature 5th Edn., 1958 Page 80 by Arthur A. Macdonell.

ઋગ્વેદમાં ને શુક્લ ને કૃષ્ણ યજુર્વેદમાં પણ: વિષ્ણુ અંગેની ઋચાઓમાં
વિષ્ણુનું સુંદર વર્ણન થયું છે. એને ત્રિવિક્રમ લોકનિર્માતા, ઉરુવાય,
:વીસ્તીર્ણ ગતિવાન: , ઉરુક્રમ : વિસ્તીર્ણ પદ- પ્રક્ષેપવાળી:, અજેય,
તરીકે વર્ણવાયાં છે.

"ઐતરેયબ્રાહ્મણ" માં છે કે વિષ્ણુએ અસુરો પાસે થી પૃથ્વી લઈને
ઇન્દ્રને સોંપી [16]

બ્રાહ્મણ ગ્રંથોથી વિષ્ણુના અવતારો- વામન, વરાહ, મત્સ્ય
અને કૂર્મ અંગે યોગ્ય માહિતી મળે છે. પશુ-યજ્ઞ-વિરોધી વિષ્ણુને
"મહાભારત" માં વાસુદેવથી અભિન્ન બતાવાયા છે. અને વાસુદેવોપાસક
સાત્વત ધર્મને વૈષ્ણવ ધર્મના નામથી પ્રતિષ્ઠા કરવામાં આવ્યો છે.

વૈદિક બ્રાહ્મણ ધર્મના સ્માર્તરૂપમાં શંકરાચાર્યે સ્થાપિત કરેલા
વિષ્ણુ, શિવ, દુર્ગા, સૂર્ય, અને ગણેશ એમ પાંચ દેવોની પૂજા થતી હતી.
વૈષ્ણવ ધર્મના પ્રચારથી અવતારવાદમાં લોકોની શ્રધ્ધા જન્મી. આમ
ઇ.સ.પૂ. ૧૫૦૦ થી ઇ.સ. ૫૦૦ સુધીના ભાગવતધર્મના ઉત્થાનકાળમાં
અનેક પુરાણો પ્રસિધ્ધમાં આવ્યાં છે. ઉત્તરમાં ૬ થી ૧૪ મી સદી
સુધી ભાગવતધર્મ વિકસી ન શક્યો એમ જણાય છે, પરંતુ દક્ષિણમાં એનો
વિકાસ ઠીક ઠીક થયા કર્યો. દક્ષિણમાં આલવાર ભક્તોની પરંપરા
નવમી સદી સુધી અવિચ્છિન્ન રહી. એમાં પ્રભુકૃપા ને પ્રપત્તિ છે.
આલવારોની સંખ્યા ૧૨ છે. "પ્રબન્ધમ્" તામિલમાં એમનાં ભાવપૂર્ણ પદો
છે. જેને તામિલવેદ કહેવામાં આવ્યો છે. એ ભક્તોએ વાસુદેવનો અને એના
રામ-કૃષ્ણ વગેરે અવતારોને પૂજ્ય ગણ્યા છે.

આલવારોની ભાવપૂર્ણ ગેય રચનાઓ ભક્તિને સાધન તરીકે
સ્થાપે છે. ૯-૧૦ મી સદીમાં આલવારોના ભક્તિમાર્ગને વ્યવસ્થિત

---

૧૬. જુઓ ઐતરેયબ્રાહ્મણ ૮: ૩: ૧૫ અને
શતપથબ્રાહ્મણ ૧:૯:, ૩:૯

કરનારા આચાર્યો પાક્યા, શંકર માયાવાદ- અદ્વૈતવાદ સાથે ભક્તિનું સામંજસ્ય થતાં વિશિષ્ટાદ્વૈતની પ્રતિષ્ઠા થઇ, ને માયાવાદનું ખંડન થયું. આચાર્ય રંગનાથ મુનિએ : ઇ. સ. ૮૨૪-૯૨૪ : એમણે "યોગરહસ્ય" ને "ન્યાય તત્ત્વમાલા" સંસ્કૃત ગ્રંથોમાં વિશિષ્ટાદ્વૈતની સ્થાપના કરી. એમના પૌત્ર યમુનાચાર્યે "ગીતાર્થસંગ્રહ", "સિધ્ધિત્રય" મહાપુરુષ નિર્ણય" અને "આગમપ્રામાણ્ય" જેવાં ગ્રંથોમાં વિશિષ્ટાદ્વૈતના સિધ્ધાંતોનું મંડન ને માયાવાદનું ખંડન કર્યું છે. ઉપરાંત વિષ્ણુનું શ્રેષ્ઠત્વ ને પાંચરાત્ર સિધ્ધાંતની શ્રેષ્ઠતા પ્રતિપાદિત કરી. આ પરંપરામાં રામાનુજાચાર્યે : ઇ. સ. ૧૦૧૬-૧૧૩૭: "બ્રહ્મસૂત્ર" પર "શ્રીભાષ્ય" લખ્યું. અન્ય ગ્રંથો "વેદાર્થ સંગ્રહ", "વેદાંતસાર", "વેદાંતદીપ" "ગદ્યત્રય" એને "ગીતાભાષ્ય" ની રચના પણ તેમણે કરી. શંકર અદ્વૈતને ભેદાભેદવાદી ભાસ્કર મતનું ખંડન પોતાના માયાવિરહિત વિશિષ્ટાદ્વૈતથી કર્યું, ને પ્રપત્તિપૂર્ણ ભક્તિધર્મનું પ્રતિપાદન ઇષ્ટ ગણ્યું. એમના સબળ પ્રયત્નોથી ભક્તિધર્મ "શ્રીવૈષ્ણવ" કહેવાયો કેમકે શ્રી: લક્ષ્મી: દ્વારા એનું પ્રવર્તન થયું. સો વર્ષે માધવાચાર્યે મધ્વમત સ્થાપ્યો. એ ભેદવાદ કે દ્વૈતવાદથી જાણીતો છે. બ્રહ્મ પ્રવર્તક એવા બ્રહ્મ સંપ્રદાયની સ્થાપના પણ એમણે કરી છે. મધ્વાચાર્યે ભક્તિસંપ્રદાયમાં કૃષ્ણભક્તિ દૃઢ કરી છે.

બંગાળનો ગૌડીય વૈષ્ણવ સંપ્રદાય માધ્વ-મતની શાખા ગણવામાં આવે છે. મધ્વાચાર્યનું એક નામ આનંદતીર્થ પણ છે. એમના ગ્રંથો- "ગીતાભાષ્ય", બ્રહ્મસૂત્રભાષ્ય", "ભાગવતતાત્પર્યનિર્ણય" "મહાભારતતાત્પર્યનિર્ણય" આદિ છે.

૧૨ મી સદીના નિમ્બાર્ક કે નિમ્બાદિત્ય કે નિયમાનંદે "વેદાન્તપારિજાતસૌરભ" માં કોઇપણ ખંડનમાં ઊતર્યા વગર/બ્રહ્મસૂત્રની મીમાંસા કરી છે અને દ્વૈતાદ્વૈત-સિધ્ધાંત પ્રતિષ્ઠિત કર્યો છે.

ભક્તિપ્રચાર માટે પોતાના દ્વૈતાદ્વૈત પર આધારિત" સનકાદિસંપ્રદાય" સ્થાપિત કર્યો. જેને સનાતન સંપ્રદાય કે દેવર્ષિ પણ કહે છે.

૧૦ મી થી ૧૩–૧૪ મી સદી સુધી આ ભક્તિઆંદોલન દક્ષિણમાં પ્રકટ થાય છે ને આધ્યાત્મિક રીતે એમાં દઢતા જન્મે છે. એ આંદોલન ઉત્તર તરફ જતાં ૧૪ મી થી ૧૬ મી સદી સુધી પ્રબળ વેગથી સારા ભારતમાં ફેલાઇ જાય છે. આમાં રામાનંદ, જેમણે રામાનુજના વિશિષ્ટાદ્વૈતને માન્ય કરને જાતિભેદનાં બંધન ઢીલાં કર્યાં, એમણે સીતારામને ઉપાસ્ય દેવ ઠરાવ્યા છે. રામાનંદી વૈષ્ણવ, બૈરાગી વૈષ્ણવ કહેવાયા છે. એમાં નિમ્ન જાતિઓનાં પ્રતિનિધિ કબીર ને સવર્ણોના તુલસીદાસ પ્રસિધ્ધિમાં આવ્યા.

૧૪–૧૫ મી સદીમાં કબીર, રૈદાસ જેવા નિર્ગુણીઓની ભક્તિ અધિક પ્રબલ રહી છે. પછીની સદીઓમાં વલ્લભાચાર્યનો શુધ્ધાદ્વૈત પર આધારિત પુષ્ટિમાર્ગ, નિમ્બાચાર્ય કે નિમ્બાર્કાચાર્ય દ્વારા પ્રતિપાદિત ને ઉત્તરભારતમાંના એમના શિષ્યો શ્રીનિવાસાચાર્ય, ઔદુમ્બરાચાર્ય, ગૌરમુખાચાર્ય અને ~~લક્ષ્મ~~ લક્ષ્મણ ભટ્ટ દ્વારા પ્રસારિત સનકાદિ સંપ્રદાય, મધ્વાચાર્યનો બ્રહ્મ કે માધ્વસંપ્રદાયનો, ગોસાંઇ હિત હરિવંશનો રાધાવલ્લભી સંપ્રદાય તથા ચૈતન્ય મહાપ્રભુનો ગૌડીય વૈષ્ણવ સંપ્રદાય – એ બધા ભાગવતધર્મને સમયાનુસાર નવીન રૂપ આપતા રહ્યા. લોકજીવનની ધર્મરીતિમાં આમૂલ પરિવર્તન આને પરિણામે થયુ છે. મધ્યયુગના બધા સંપ્રદાયો અને ભક્તોએ શ્રીમદ્ભાગવતપુરાણનું મહત્ત્વ સ્વીકાર્યું છે. આ રીતે ભાગવતપુરાણ જ ભાગવતધર્મનો અક્ષયસ્ત્રોત છે. વલ્લભસંપ્રદાયમાં પ્રસ્થાનત્રયી સાથે ભાગવતપુરાણને ઉમેરીને પ્રસ્થાનચતુષ્ટય માનવામાં આવ્યું છે.

વેદાઃ શ્રીકૃષ્ણવાક્યાનિ વ્યાસસૂત્રાણિ ચૈવ હિ ।
સમાધિભાષા વ્યાસસ્ય પ્રમાણં તચ્ચતુષ્ટયમ્ ॥

શ્રી વલ્લભાચાર્યજી.

**નાથસંપ્રદાય :-** નાથસંપ્રદાય

પાશુપત શૈવ મતનો વિકાસ નાથ સંપ્રદાયના રૂપમાં થયાનું માનવામાં આવ્યું છે. અને "નાથ"નો શબ્દ "શિવ" ના અર્થમાં પ્રચલિત થયો છે.

સૌથી મોટા નાથ સંપ્રદાયના પુરસ્કર્તા તરીકે મત્સ્યેન્દ્રનાથના શિષ્ય ગોરખનાથ હતા. બારપંથી માર્ગ નાથ સંપ્રદાયના નામથી પ્રસિદ્ધ બન્યો એમાં પણ ગોરખનાથ પ્રેરક ગણવામાં આવ્યા છે. "નાથ" શબ્દ પોતાના નામ આગળ જોડનારા સાધકો પણ આ પંથમાં ઘણા પડયા છે. કાનફટા ને દરશની સાધુઓ આ સંપ્રદાયનું અર્પણ છે.

બાર શાખાઓમાં વિભક્ત એવો આ પંથ ગોરખનાથ દ્વારા પ્રવર્તિત છે એ ઐતિહાસિક હકીકત છે. આ બારપંથ આ પ્રમાણે છે.

બારપંથ

| સત્યનાથી નાથી | ધર્મનાથી | રામ પંથ | આઇ પંથ | નટેશ્વરી | પાગલ પંથ | કન્હણ | ધજ પંથ | કપિલાની | ગંગાનાથી | બૈરાગી | મા ના |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|

શંકરાચાર્યના દશનામી સન્યાસીઓની જેમ આ પંથના યોગીઓને બારપંથી યોગીઓ કહેવામાં આવ્યા. આ બાર સિવાયનો પંથ વામાચાર કે વામમાર્ગ તરીકે છે. જેને આઘાપંથ તરીકે ઓળખવામાં આવે છે.[૧૭]

સમગ્ર ભારતવર્ષમાં આ ધર્મસાધના ફેલાયેલી છે. નાથસંપ્રદાય અને એની શાખાઓ પ્રતિપ્રાંતમાં જાણીતી છે. ગોરખનાથને એના સ્થાપક ગણી ન શકાય, કેમકે આ પંથ એની પહેલાનો છે. કોઇ નિશ્ચિતરૂપમાં આ પંથની સ્થાપના અંગે જાણી શકાતું નથી.

---

૧૭. આની સવિસ્તર ચર્ચા ડો. હજારીપ્રસાદ દ્વિવેદીએ એમના "નાથસંપ્રદાય" ગ્રંથમાં કરી છે. જુઓ પૃ. ૧૪૮–૧૫૬ .

અજરામર થવા માટેના રસાયણની શોધ કરનારા નાથપંથી સાધુઓનો ઉલ્લેખ પતંજલિ કરે છે. એટલે પતંજલિ પૂર્વે પણ આ સંપ્રદાય હતો એમ લાગે છે. નાથો ને વજ્રયાની સિધ્ધોની સાધનાનો માર્ગ થોડે અંશે અભિન્ન છે. પરિણામે કેટલાકે તો ત્યાં સુધી કહી નાખ્યું છે કે ગોરખનાથ અને એના અનુયાયીઓ વજ્રયાની હતા તે પછી તેઓ શૈવ પંથી બની ગયા. નેપાલના બૌધ્ધધર્મગ્રંથોમાં આવી દંતકથા છે. પણ આ હજી ચિંત્ય ગણાય.

વામમાર્ગી, શાક્ત, બૌધ્ધ ને આજીવક સંપ્રદાયના સાધુઓ ગોરખનાથના શિષ્યો થયા હતા. પરિણામે એ ધર્મસાધનાઓ પણ નાથસંપ્રદાયમાં સંમીલિત બની. તે શિષ્યો પોતપોતાના ધર્મસિધ્ધાંતોના ક્રિયાકાંડને થોડે અંશે વળગી રહ્યા હતા, એટલે ગોરખના સાહિત્યમાં અનેક ધર્મસિધ્ધાંતોની અસર થોડે ઘણે વરતાયા વિના રહેતી નથી.

વજ્રયાન સંપ્રદાયની જેમ નાથ સંપ્રદાયના આચાર્યોને પણ સિધ્ધ કહેવામાં આવે છે. "હઠયોગપ્રદીપિકા" માં એ સિધ્ધોમાંના કેટલાકના નામોલ્લેખો છે. ૮૪ સિધ્ધોની પરંપરા ગણવામાં આવી છે. પણ ૮૪ ની સંખ્યાનો અંક પ્રતીકાત્મક માનવામાં આવે તો માની શકાય છે કે કેટલાક સિધ્ધાચાર્યો થયા હતા, જે બૌધ્ધો ને શૈવોમાં સમાનરૂપે પૂજનીય હતા.

નવ નાથની સંખ્યા માનવામાં આવી છે. આઠ નાથો આઠ દિશાઓમાં ને નવમાં આદિનાથ જે આઠ દિશાઓના કેન્દ્રમાં છે એમ "ગોરખ-સિધ્ધાંત સંગ્રહ" અનુસાર છે. આ ગ્રંથમાં ૨૪ કાપાલિક નાથોનો ઉલ્લેખ પણ છે. ઉપરાંત કેટલીક સાંપ્રદાયિક ગુરુપરંપરાઓ વિશે માહિતી મળે છે. લોકકથાઓમાં નાથોનો સંબંધ સિધ્ધો સાથે માનવામાં આવ્યો છે. નામપંથી સંતો ચમત્કારી સિધ્ધો તરીકે જાણીતા થયા છે. આવા યોગીઓ ભારતમાં પ્રાંતેપ્રાંતે યોગી જાતિરૂપે હજી પણ છે. દક્ષિણના

યોગી નાગપૂજક, મહારાષ્ટ્રના યોગી ભૈરવપૂજક, મલયાલી યોગી કાલીપૂજક છે.

નવનાથ " ગોરક્ષ, જાલંધર, નાગાર્જુન, સહસ્ત્રાર્જુન, દત્તાત્રેય, જડભરત, આદિનાથ ને મત્સ્યેન્દ્રનાથ" નો ઉલ્લેખ "મહાર્ણવતંત્ર" માં છે. આ નવ નાથોમાં આદિનાથ સૌ પ્રથમ છે. એ અજન્મા તરીકે વિશ્વપુરુષ રૂપે નાથસંપ્રદાયમાં પૂજ્ય છે. સહજયાની સિધ્ધોની પરંપરામાં પણ આદિનાથ, મત્સ્યેન્દ્રનાથ, જાલંધરનાથ, ને ગોરખનાથના ઉલ્લેખો છે.

એ કથા છે કે મત્સ્યેન્દ્રનાથ સ્ત્રીદેશ તરીકે ઓળખાયેલા કદલી કે કજરીદેશમાં વિલાસલીલામાં ફસાયેલા પણ શિષ્ય ગોરખનાથે એમને મુક્ત કરાવેલ. આ ગોરખનાથ ને ભર્તૃહરિ વિશે પણ આવી દંતકથાઓ છે. આ દંતકથાઓને આધારે ભજન કથાઓ પણ જન્મી છે. જેમાં ભર્તૃહરિ, ગોપીચંદ, ગોરખનાથ, મત્સ્યેન્દ્રનાથ પર ભજનો લખાયાં છે.[18] "મચ્છેન્દ્ર" વિભુને નમસ્કાર કરનાર કાશ્મીરી પંડિત અભિનવ ગુપ્ત મત્સ્યેન્દ્ર ને જ તંત્રલોક-માં સ્મરે છે. હજારીપ્રસાદ "નાથસંપ્રદાય" માં કહે છે કે ૮મી સદીમાં મત્સ્યેન્દ્રનાથ વિદ્યમાન હતા. એ પછી જાલંધર ને ગોરખનાથ થયા.

"કૌલજ્ઞાન-નિર્ણય"[19]માં જણાવ્યું છે કે આદિયુગમાં જે કૌલજ્ઞાન હતું તે ત્રેતામાં "મહત્‌કૌલ" દ્વાપરમાં "સિધ્ધામૃત" અને કલિકાલમાં "મત્સ્યોદર કૌલ" નામથી જાણીતું થયું. મત્સ્યોદરકૌલને "યોગિની કૌલ" કે "સિધ્ધમાર્ગ" કે "સિધ્ધકૌલમાર્ગ" પણ કહે છે. " કૌલજ્ઞાન-નિર્ણય" માં સાધના પધ્ધતિનું વ્યવસ્થિત જ્ઞાન છે.

---

૧૮. જુઓ: " ગોરખનાથ એન્ડ ધી કાનફટા યોગીઝ" લે. જ્યોર્જ બ્રિગ્સન. આ ગ્રંથમાં નાથસંપ્રદાય વિષે ઘણી પ્રમાણભૂત અને રસભરી માહિતી આપી છે.

૧૯. કૌલજ્ઞાન-નિર્ણય-મત્સ્યેન્દ્રનાથ સંપાદક: પ્રબોધચંદ્ર બાગચીના આધારે.

અદ્વૈતજ્ઞાનીઓને જપપ્રાણાયામ, સમાધિની આવશ્યકતા નથી. આવો પુરુષ બધા દેવ, દેવીઓથી અભિન્ન બની સ્વયં ધ્યાન ને ધ્યાતા બને છે. ઉપાસના માર્ગના બધા પ્રયોગો કે તીર્થયાત્રા કે પિતૃકાર્ય, કે નૈમિત્તિક વિધિઓથી આવો પુરુષ અતીત છે અને બધા દ્વન્દ્વોથી પર છે. —— આમ નાથપંથીઓ માને છે.

દસમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં જન્મેલા ગોરખનાથ પશ્ચિમ ભારતના છે. એમણે સંસ્કૃત ગ્રંથોની રચનાઓમાં કહ્યું છે કે પોતે બ્રાહ્મણવંશી હતા ને એ રીતે બ્રાહ્મણપરંપરામાં એમનો સંસ્કારદેહ ઘડાયો હતો. એમણે નાથસંપ્રદાયને સુબદ્ધ કરી "શૈવ પ્રત્યભિજ્ઞાદર્શન" ના આધારે કાયાયોગના સાધનોમાં આસન, બન્ધ, પ્રાણાયામ, પ્રત્યાહાર, સમાધિને મહત્ત્વના સિદ્ધાંત માન્યા છે. સ્વયં આત્માનુભૂતિથી ને શૈવમતોના સમન્વયથી છ ચક્ર, સોળ આધાર, બે લક્ષ ને પાંચ વ્યોમનું નિયમન કરનારા પણ ગોરખનાથ છે. વજ્રયાની સાધનાના પારિભાષિક શબ્દોને નવું મૂલ્ય અર્પનાર પણ તે હતા. બ્રહ્મચર્યની કઠોરતા પર ભાર મૂકીને નાથપંથની મોટી સેવા એમણે કરી છે. એમની સંસ્કૃત કૃતિઓ, "અમનસ્ક" "અમરૌઘ", "આસન", "ગોરક્ષશતક", "ગોરક્ષસંહિતા", "યોગમાર્તંડ" "યોગબીજ", "વિવેકમાર્તંડ", "હઠસંહિતા" ઔર "સિદ્ધ-સિદ્ધાંત પદ્ધતિ" વગેરે છે. "સિદ્ધ સિદ્ધાન્ત પદ્ધતિ" ના કર્તૃત્વ વિષે શંકા કરવામાં આવી છે. એ ગોરખની કે કદાચ નિત્યાનન્દની હોય. જૂની હિંદી ભાષામાં ગોરખની નાની મોટી ૪૦ રચનાઓ પ્રાપ્ય છે.[૨૦]

---

૨૦. જુઓ સંપાદક: પીતાંબરદત્ત બડથ્વાલ "ગોરખબાની"